Full Notes on

# THE NEW METHOD READER I B

## ધી ન્યુ મેથડ રીડર I B ની નોટ્સ

( આ નોટ્સમાં વિદ્યાર્થીઓ સહેલાઈથી સમજી શકે, તેવી રીતે શબ્દોના અર્થ, શુદ્ધ ઉચ્ચાર, આપવામાં આવ્યા છે. ફર્સ્ટ સ્ટાન્ડર્ડના જેટલું વ્યાકરણ અને કઠિન શબ્દોનો શબ્દકોષ આપવામાં આવ્યો છે, પાઠોનો સંપૂર્ણ તરજુમો અને પ્રશ્નોના સંપૂર્ણ જવાબો આપવામાં આવ્યા છે. )

GUJARAT SAHITYA MANDIR
Booksellers & Publishers
Gandhi Road Ahmedabad



st Edition ] [ A. D. 1931

Price 10 Annas.

# Lesson : 1

## પાઠ ૧

## Aladdin and the Lamp.

Wizard (વીઝાર્ડ) n. જાદુગર.
Africa (આફ્રિકા) n. આફ્રિકા ખંડ.
China (ચાઇના) n. ચીન દેશ.
Went to get=લેવા ગયો.
Lamp (લૅમ્પ) n. ફાનસ, બત્તી.
Know (નો) v. જાણવું.
Knew (ન્યુ) v. જાણ્યું. Know નો ભૂતકાળ).
Knew that–જાણ્યું કે.
Hidden (હીડન્) a. છુપાવેલું ગુપ્ત.
(Hide નું ભૂતકૃદંત.)
How to get–શી રીતે મેળવવું.
Who (હૂ) *Pron.* જે.
Who ?–કોણ ?
Lived (લીવ્ડ) રહેતી હતી.
Want (વૉન્ટ) v. ઇચ્છા કરવી.
Want to–ઇચ્છવું કે, માગવું કે.
What do you want me to do–મારી પાસે શું કરાવવાની મરજી છે ?
The hole goes very far down=ગુફા ઘણી ઉંડી છે.
Take (ટેક) v. લેવું.
Ring (રીંગ) n. વીંટી.
Save (સેવ) v. બચાવવું.
Took (ટૂક) લીધી (Take નો ભૂતકાળ.)
At the foot of–તળિયે, નીચે.
He went far down the hole–તે ગુફામાં ઘણો નીચે ગયો.
Back (બૅક) પાછો.
Back to–ની પાસે પાછો.
A little–થોડુંક.
Get out–બહાર આવવું.
Where (વ્હેર) *adv.* ક્યાં, જ્યાં.
Three days–ત્રણ દિવસ.
Could not get out–બહાર આવી શક્યો નહિ.
Rub (રબ) v. ઘસવું.
Rubbed (રબ્ડ) ઘસ્યું, ઘસી. (Rub નો ભૂતકાળ).

With (વીથ્) *Prep* વડે.
In front of–ની સામે.
When ? (વ્હેન્) *adv.* ક્યારે ?
When–ક્યારે, જ્યારે.

What (વ્હૉટ્) *Pron.* જે.
I want you to take me to my home–મારી ઈચ્છા છે કે તું મને મારે ઘેર લઈ જા.

## તરજુમો.

### પાઠ–૧.

### અલાદીન અને ફાનસ.

એક જાદુગર હતો. તે આફ્રિકામાં રહેતો હતો. તે ફાનસ લેવા માટે ચીન દેશમાં ગયો.

જાદુગર જાણતો હતો કે ફાનસ એક ખેતરમાં ગુફામાં છુપાવેલું છે. તે ગુફા ઘણી નાની હતી. જાદુગર જાડો માણસ હતો તે ગુફામાં પેસી શક્યો નહિ. ફાનસ કેમ મેળવવું તેની તેને સમજણ પડતી નહોતી.

એક ગરીબ સ્ત્રી હતી જે ખેતર પાસે ઝુંપડીમાં રહેતી હતી. તેને એક છોકરો હતો. તેનું નામ અલાદીન હતું. એક દિવસે અલાદીન ઝુંપડી બહાર ગયો. તે ખેતરમાં ફૂલ લેવા ગયો. જાદુગરે તેને જોયો અને બોલાવ્યો. તેણે કહ્યું, "છોકરા ! છોકરા !" અલાદીને કહ્યું, "કોણ છે ?"

જાદુગરે કહ્યું, "અહીં આવ. હું તને ઘણું સોનું આપીશ." અલાદીને કહ્યું, "તમે કોણ છો ? તમે મારી પાસે શું કરાવવા માગો છો ?"

જાદુગરે કહ્યું, "ગુફામાં નીચે ઉતર. ગુફા ઘણી ઉંડી છે. તેમાં ઘણે ઉંડે જજો અને તમે એક નાનું ફાનસ જોશો. હું જાણું છું કે ફાનસ ગુફામાં છે. તે ફાનસ તમે લો અને મને આપો."

અલાદીને કહ્યું, "હું જઈશ."

પછી જાદુગરે અલાદીનને એક વીંટી આપી. તેણે કહ્યું, "આ વીંટી લો. આ ગુફામાં રાક્ષસો છે અને તે તમને મારી નાખવા

ઇચ્છે છે. તમારી પાસે વીંટી છે અને તેથી તે તમને મારી શકશે નહિ. આ વીંટી તમને રાક્ષસોથી બચાવશે. અલાદીને વીંટી લીધી.

પછી જાદુગર અલાદીનને ગુફા પાસે લઇ ગયો. તેણે ગુફાનું બારણું ઉઘાડયું અને અલાદીન ગુફામાં ઉતર્યો. તે ગુફામાં ઘણો નીચે ઉતર્યો. પછી તે એક મેદાનમાં આવ્યો. મેદાનમાં ઘણાં ઝાડ હતાં. ઝાડ ઉપર ફૂલ નહોતાં. ત્યાં રત્નો હતાં. તેણે એક મોટા ઝાડના મૂળ આગળ ફાનસ જોયું. તેણે ફાનસ લીધું અને જાદુગર પાસે પાછો ગયો.

તે ગુફાના બારણા આગળ આવ્યો. બારણું બંધ હતું. તેણે પોતાના હાથ વડે તે ઠોકયું. જાદુગરે જરાક બારણું ઉઘાડયું. તેણે કહ્યું, " મને ફાનસ આપો." અલાદીને કહ્યું, " બારણું ઉઘાડો અને હું ઉપર આવીશ, પછી હું તમને ફાનસ આપીશ." જાદુગરે કહ્યું, " મને ફાનસ આપો, પછી હું બારણું ઉઘાડીશ." અલાદીને ના કહી. પછી જાદુગરે બારણું બંધ કર્યું અને પાછો આફ્રિકા ગયો.

બારણું બંધ હતું. અલાદીન તે ઉઘાડી શકયો નહિ. તે ગુફા બહાર નીકળી શકયો નહિ. તેને ખોરાક અને પાણીની જરૂર હતી. તે મેદાન કે જ્યાં ઝાડ હતાં ત્યાં ગયો. તેને ખોરાક મળ્યો નહિ. ત્યાં મકાનો નહોતાં. તેને પાણી મળ્યું નહિ. તેણે ત્યાં માણસ જોયું નહિ.

તેને ત્યાં ત્રણ દિવસ થયા. તે માંદો હતો. તેણે કહ્યું, " હું મરી જઈશ." તેની પાસે ખોરાક નહોતો, પાણી નહોતું અને તે બહાર આવી શકતો નહોતો.

એક દિવસે તે રત્નોના ઝાડના મૂળમાં બેઠો હતો તે બોલ્યો, " હું મરી જઇશ, આ વીંટી મને બચાવી શકશે નહિ."

તેણે પોતાના હાથ વડે વીંટીને ઘસી. તેની સામે એક મોટો રાક્ષસ ઉભો રહ્યો.

અલાદીને કહ્યું, "તમે કોણ છો ? અહીં તમે ક્યારે આવ્યા ? અહીં તમે કેવી રીતે આવ્યા ?"

રાક્ષસે કહ્યું, "તમે તમારા હાથ પર વીંટી જુઓ છો. હું તે વીંટીનો રાક્ષસ છું. જ્યારે તમે વીંટી ઘસો છો ત્યારે હું આવું છું અને તમે જે કહો તે કરું છું. તમે શા માટે વીંટી ઘસી ? તમે મારી પાસે શું કરાવવા ઇચ્છો છો ?"

અલાદીને કહ્યું, "હું ઇચ્છું છું કે તમે મને મારે ઘેર લઈ જાઓ...મારે ઘેર મને લઇ જાઓ."

## Lesson-2
## Aladdin and the Lamp.

Where have you been ? તમે ક્યાં હતા ?

Been–To be ક્રિયાપદનું ભૂત કૃદંત.

For–સુધી, માટે.

For three days–ત્રણ દિવસ સુધી.

Money (મની) *n.* પૈસા.

For the lamp ફાનસના.

Dust (ડસ્ટ) *n.* ધૂળ, કચરો.

Dusty (ડસ્ટી) *adv.* ધૂળવાળું, ધૂળથી ભરેલું.

Did not know what to do શું કરવું તે સમજાયું નહિ.

What you want તમારી મરજી હોય તે.

To eat (ઇટ) *v.* ખાવું.

Get the food for us અમારે માટે ખાવાનું લાવો.

At once (ઍટ વન્સ) તરતજ, એકદમ.

Ate (એટ) *v.* ખાધું. (Eat નો ભૂતકાળ)

Set food ખોરાક મૂક્યો.

They had eaten તેઓ ખાઇ રહ્યા.

Had eaten ખાધું હતું.

Princess (પ્રિન્સેસ) *n.* શાહજાદી.

Marry (મેરી) v. પરણવું.

Whom (હુમ) *Pron.* જેને.

With the note ચીઠ્ઠી સાથે.

He was glad ખુશ થયો.

Married (મેરીડ) પરણ્યો.

Golden house સોનાનું ઘર.

તરજુમો.

## અલાદીન અને ફાનસ.

રાક્ષસે અલાદીનને લીધો અને તેની માના ઘર આગળ મૂક્યો. અલાદીનની મા તેના ઘરના બારણા આગળ હતીઃ તેણે રાક્ષસને જોયો નહિ. તેણે અલાદીનને કહ્યું, " તું ક્યાં હતો? ત્રણ દિવસ સુધી તું ઘેર નહોતો. તારી પાસે ખાવાનું છે? તારે માટે મારી પાસે ખાવાનું નથી. મારી પાસે ઘરમાં રોટલીનો કકડો પણ નથી." અલાદીને કહ્યું, " મારી પાસે ખાવાનું નથી. મારી પાસે આ ફાનસ છે. આપણે આ ફાનસના થોડા પૈસા મેળવીશું અને તે પૈસાથી ખોરાક લાવીશું."

તેની માએ ફાનસ લીધું; તેણે કહ્યું, " ફાનસ ઉપર ધૂળ છે. ધૂળવાળા ફાનસના આપણને વધારે પૈસા મળશે નહિ. હું તેને માંજીશ. તેણે ફાનસ ઘસ્યું.

જ્યારે તેણે ફાનસ ઘસ્યું ત્યારે એક રાક્ષસ આવ્યો અને તેની સામે ઉભો રહ્યો.

તે મોટો રાક્ષસ હતો. અલાદીનની માને શું કરવું તે સમજાયું નહિ. અલાદીને રાક્ષસને કહ્યું, " તમે કોણ છો? રાક્ષસે કહ્યું, "હું ફાનસનો રાક્ષસ છું. જ્યારે તમે ફાનસ ઘસો છો ત્યારે હું આવું છું અને તમે જે ઇચ્છો તે કરૂં છું. તમારી શી ઇચ્છા છે?"

અલાદીને કહ્યું, " મારે ખાવાનું જોઇએ છીએ. અમારે ખાવાનો ખોરાક નથી. અમારે માટે ખાવાનો ખોરાક લાવો."

રાક્ષસે એકદમ મેજ ઉપર ખોરાક પીરસ્યો. અલાદીન અને તેની માએ ખોરાક ખાધો. જ્યારે તે ખાઇ રહ્યાં ત્યારે અલાદીનની માએ કહ્યું, " આપણે બહાર જઇશું." પછી તે પોળમાં ગયાં.

શાહજાદી બદરૂલની સવારી તે પોળમાંથી જતી હતી. અલાદીને શાહજાદી જોઇ. તે ઘેર ગયોઃ તેણે ફાનસ લીધું અને ઘસ્યું. રાક્ષસ

આવ્યો અને અલાદીને કહ્યું, " મારે શાહજાદી બદરૂલ કે જેને પોળમાં જોઇ છે તેને પરણવું છે. મને એક મોટું મકાન અને ઘણા પૈસા આપો. "

એકદમ અલાદીન અને તેની મા એક મોટા ઘરમાં હતાં. આખું ઘર સોનાનું બનાવેલું હતું.

પછી અલાદીને રાજાને લખ્યું. તેણે લખ્યું, " મારે શાહજાદી બદરૂલ કે જેને મેં પોળમાં જોઇ છે તેને પરણવું છે." તેણે ચીઠ્ઠી સાથે પુષ્કળ પૈસા અને ઘણાં રત્નો મોકલ્યાં.

જ્યારે રાજાએ સોનું અને રત્નો જોયાં ત્યારે તે ઘણો ખુશ થયો. તેણે કહ્યું, " આ માણસ ઘણો પૈસાવાળો છે. તે શાહજાદી બદરૂલ સાથે પરણશે. "

અલાદીન શાહજાદી બદરૂલને પરણ્યો, અને તે સોનાના ઘરમાં રહ્યાં.

## Lesson-3

### Aladdin and the lamp.

Now (નાઉ) *adv.* હમણાં, હાલમાં.

A man called Aladdin અલાદીન નામનો માણસ.

Said the Wizard જાદુગરે કહ્યું.

Sent મોકલ્યો હતો.

But (બટ) *Conj* પણ.

He is dead તે મરી ગયો છે.

If (ઇફ) *Conj* જો, અગર, કે નહિ.

Given-giveનું ભૂત કૃદંત.

Has given આપ્યું છે.

Same (સેઇમ) *a.* તેજ.

New (ન્યૂ) *a.* નવો, નવી, નવું.

If it is the same Aladdin જો તે જ અલાદીન છે તો.

From (ફ્રોમ) *Prep.* પાસેથી, માંથી.

Old (ઓલ્ડ) *a.* જૂનો, જૂની, જૂનું.

So (સો) *adv.* એમ, તેથી.

Was taken લઈ જવામાં આવી.

Taken-Take નું ભૂત કૃદંત.

## તરજુમો.

જાદુગર આ વખતે આફ્રિકામાં હતો. એક માણુસ તેની પાસે આવ્યો અને કહ્યું, "હું ચીનમાં હતો. અલાદીન નામનો એક માણુસ શાહજાદી બદરૂલ સાથે પરણ્યો છે. અલાદીન ગરીબ માણુસ હતો અને તેની મા સાથે ઝુંપડીમાં રહેતો હતો. પછી તેને પુષ્કળ પૈસા અને ઘણાં રત્નો જડયાં. અને હવે તે પૈસાદાર છે અને શાહજાદી બદરૂલને પરણ્યો છે." જાદુગરે પૂછ્યું "તેને સોનું ક્યાંથી જડયું?"

માણસે કહ્યું, "હું જાણુતો નથી." પછી તે માણુસ ચાલ્યો ગયો.

જાદુગરે કહ્યું "હું એક છોકરાને જાણુતો હતો. મેં એક છોકરાને ફાનસ લેવા માટે ગુફામાં નીચે મોકલ્યો હતો. તે છોકરાનું નામ શું હતું? તે–તે–આલાદીન હતો! પરંતુ મેં બારણું બંધ કર્યું હતું. અલાદીન હમણાં ગુફામાં છે તે મરી ગયો છે. પરંતુ અલાદીન નામનો માણુસ શાહજાદી બદરૂલ સાથે પરણ્યો છે. હું જાણુવા માગું છું કે તે અલાદીન ગુફાની બહાર આવ્યો છે, જો તે બહાર આવ્યો છે તો તેની પાસે ફાનસ છે. જો તેની પાસે ફાનસ છે તો ફાનસના રાક્ષસે તેને આ બધું સોનું આપ્યું છે. હું ચીન જઇશ. આ તેજ અલાદીન છે કે કેમ તે હું જાણુવા ઇચ્છું છું."

જાદુગર ચીન ગયો. તેણે અલાદીનને પોળમાં જોયો, અને તેણે જાણ્યું કે તે તેજ અલાદીન હતો. તેણે કહ્યું, "આ તેજ અલાદીન છે અને તેની પાસે ફાનસ છે. હું તેની પાસેથી તે લઇશ" પછી તેણે ઘણાં નવાં ફાનસ લીધાં અને તે નવાં ફાનસ સોનાને ઘેર લઇ ગયો.

જાદુગરે અલાદીનને ઘરમાંથી બહાર જતો જોયો. તેણે અલાદીનને પોળમાં જોયો. પછી તે ઘેર આવ્યો. તેણે શાહજાદીને જોઈ અને કહ્યું, "હું જૂના ફાનસોને બદલે નવાં ફાનસો આપું છું. મને તમારાં જૂનાં ફાનસો આપો, અને તેમને બદલે હું તમને નવાં આપીશ."

શાહજાદીએ કહ્યું, "મારી પાસે જૂનાં ફાનસો નથી. ઘર નવું છે અને બધાં ફાનસો નવાં છે."

જાદુગરે કહ્યું, "ઘરમાં એક ઘણું જૂનું ફાનસ છે. શાહજાદીએ કહ્યું, "અલાદીન પાસે ઘણું જૂનું ફાનસ છે. ક્યાં છે તે હું જાણું છું. હું જઇશ અને તે લાવીશ."

તેથી તે ગઇ અને ફાનસ લાવી. જાદુગરે તેને નવું ફાનસ આપ્યું; તેથી તેણે તેને જૂનું ફાનસ આપ્યું. જૂનું ફાનસ રાક્ષસનું ફાનસ હતું.

જાદુગરે ફાનસ લીધું. તેણે તેને ઘસ્યું, અને તરત જ ત્યાં રાક્ષસ ઉભો રહ્યો. જાદુગરે કહ્યું, "આ ઘરને આફ્રિકા લઈ જા." તેથી રાક્ષસે ઘર ઉપાડયું અને આફ્રિકામાં મૂકયું. શાહજાદી ઘરમાં હતી. તેથી તેને ઘરની સાથે આફ્રિકા લઇ જવામાં આવી.

અલાદીન તેને ઘેર પાછો આવ્યો. પણ ત્યાં ઘર નહોતું. જ્યાં હતું ત્યાં મેદાન તેણે જોયું.

## Lesson 4. Aladdin and the Lamp.

Send (સેન્ડ) *v.* મોકલવું.
Send for=બોલાવવા મોકલવું બોલાવવું.
Help (હેલ્પ) *v.* મદદ કરવી.
It has been taken=તે લઇ લેવામાં આવ્યું છે.
Bring (બ્રીંગ) *v.* લાવવું.
Back (બૅક) *adv.* પાછા.
Some (સમ્) *a.* થોડા.
Some one-કોઇ એક.
Sent for-બોલાવ્યો.
Away (અવે) *adv.* દૂર, આઘે
Take this house away-આ ઘરને આઘે લઇ જાઓ
Some-where=કોઇ ઠેકાણે.

Took (ટુક) *v.* લઇ ગયો. (Take નો ભૂતકાળ).
She was sitting at a table=તે મેજ પાસે બેઠી હતી (તે જમવા બેઠી હતી).
Brought (બ્રૉટ) *v.* લાવ્યો.
Hide (હાઇડ) *v.* સંતાઇ જવું.
Hid (હીડ) *v.* છુપાઇ ગયો. (Hide નો ભૂતકાળ.)
Powder (પાઉડર) *n.* ભૂકો.
Some of the powder-થોડો ભૂકો.
Ate-ખાધું.
Died-મરી ગયો.
Became-થયો.

તરજુમો.

શું કરવું તેની અલાદીનને સમજણ પડી નહિ. પછી તે બોલ્યો, " મારી પાસે વીંટી છે. હું વીંટીના રાક્ષસને બોલાવીશ. તે મને મદદ કરશે.' તેથી તેણે વીંટી ઘસી અને વીંટીનો રાક્ષસ આવ્યો. અલાદીને કહ્યું, " તમે મને મદદ કરો. ફાનસના રાક્ષસે મને ઘર આપ્યું. તે લઇ લેવામાં આવ્યું. અને મારી શાહજાદી ગઇ છે. મારી શાહજાદી પાછી લાવો. અને મારૂં ઘર મારી પાસે પાછું લાવો."

રાક્ષસે કહ્યું, "શાહજાદી મકાનમાં છે. અને મકાન ફાનસ તો રાક્ષસ લઇ ગયો છે. હું પાછું લાવી શકું નહિ. હું ફાનસના રાક્ષસ પાસેથી તે લઈ શકું નહિ." અલાદીને કહ્યું, "પણ, મારી પાસે ફાનસ નથી. તે ઘરમાં છે."

રાક્ષસે કહ્યું, "કોઇ માણસે ફાનસ લીધું છે. કોઇએ ફાનસના રાક્ષસને બોલાવ્યો છે અને કહ્યું છે કે, "આ મકાન અહીંથી દૂર લઇ જાઓ અને ત્યાં મૂકો."

અલાદીને કહ્યું, " તેણે તે ક્યાં મૂક્યું ?"

રાક્ષસે કહ્યું, " મકાન આફ્રીકામાં કોઇ ઠેકાણે છે."

"જાદુગર પાસે ફાનસ છે. અને તે મારૂં મકાન લઇ ગયો છે !" અલાદીને કહ્યું "હવે તમે મને શી રીતે મદદ કરી શકો ?"

રાક્ષસે કહ્યુ, "હું તમને મકાન પાસે લાવીશ." તેથી રાક્ષસ અલાદીનને આફ્રીકા લઇ ગયો. તેમણે ત્યાં સોનાનું ઘર જાદુગરની પાસે જોયું.

અલાદીન મકાનમાં ગયો. તેણે શાહજાદીને જોઇ. તે મેજ પાસે બેઠી હતી. (તે જમવા બેઠી હતી). જ્યારે તેણે અલાદીનને જોયો ત્યારે તે ઘણી ખુશ થઇ. પછી અલાદીને પૂછ્યું, "મકાન આફ્રીકા શી રીતે આવ્યું ? તેને કોણ લઇ આવ્યું ?"

તેણે કહ્યું, એક માણુસ જૂનાંને બદલે નવાં ફાનસ આપવા આવ્યો. મેં તેને જૂનું ફાનસ આપ્યું. તેણે તે ઘસ્યું અને એક

રાક્ષસ ઘર આફ્રીકા લાવ્યો." પછી તેણે કહ્યું, "જતો રહે, જાદુગર આવે છે ! છુપાઇ જા !"

અલાદીને શાહજાદીને ભૂકો આપ્યો. તે બોલ્યો, "આ ભૂકો જાદુગરના ખોરાકમાં નાખજે." પછી તે છુપાઇ ગયો.

જાદુગર આવ્યો. તે મેજ પાસે બેઠો અને કહ્યું, "મારે માટે થોડો ખોરાક લાવો." શાહજાદી ગઇ અને તેને માટે થોડો ખોરાક લાવી તેણે થોડો ભૂકો ખોરાકમાં નાખ્યો અને ખોરાક જાદુગર પાસે લાવી. જાદુગરે તે ખાધો તેથી તે મરી ગયો.

અલાદીને જાદુગર પાસેથી ફાનસ લીધું. તેણે તે ઘસ્યું અને રાક્ષસ આવ્યો. અલાદીને કહ્યું, "ઘર ચીનમાં લઈ જા. અમને ચીનમાં ઘરમાં લઇ જા." પછી રાક્ષસ મકાનને ચીનમાં લઇ ગયો.

જ્યારે રાજાએ શાહજાદી અને અલાદીનને જોયાં ત્યારે તે ઘણો ખુશી થયો.

જ્યારે રાજા મરી ગયો ત્યારે અલાદીન રાજા થયો.

## Lesson 5. The Sleeping Princess.

Sleep (સ્લીપ્) *v.* ઉંઘવું.

Sleeping–ઉંઘતી

Once–એક વખતે

Queen (ક્વીન્) *n.* રાણી.

Year (ઇયર) *n.* વરસ.

For many years–ઘણાં વરસ સુધી.

They had wanted a child–બાળકની ઇચ્છા કરી હતી.

Child (ચાઇલ્ડ્) *n.* બાળક, છોકરૂં.

No child had come to them–છોકરૂં થયું નહોતું.

Girl (ગર્લ) *n.* છોકરી.

Fairy (ફૅરી) *n.* પરી, વનદેવી.

Fairies–પરીઓ; વનદેવીઓ.

Had gone away on a journey–મુસાફરીએ ગઈ હતી

She had been very far away–તે ઘણે દૂર હતી.

Bad (બૅડ્) *a.* ખરાબ; દુષ્ટ.

Thing (થીંગ્) *n.* વસ્તુ;ચીજ.

Good (ગુડ્) *a.* સારી-સારો-સારો.

Riches(રીચીઝ) *n.* ધન, દોલત પૈસો.
Brave (બ્રેવ્ ) *a.* બહાદુર.
Prick (પ્રિક) *v.* ભોંકવું.
Needle (નિડલ) *n.* સોય.
Prick her hand with a needle—હાથમાં સોય ભોંકાશે
Poor પૂઅર—ગરીબ.
Kiss (કિસ ) *v.* ચુમી કરવી, બચ્ચી કરવી.
Awake (અવેક )*a.* જાગૃત.
Will awake—જાગૃત થશે.
To wake (વેક) *v.* જાગૃત થવું
Sent for—બોલાવ્યા.
Women—સ્ત્રીઓ.
That are=જે છે તે.
See that—જો જો કે, કાળજી લેજો કે; સંભાળ રાખજો કે.

## તરજુમો

### પાઠ—૫

### ઊંઘતી શાહજાદી.

એક વખતે એક રાજા અને એક રાણી હતાં. ઘણાં વરસ સુધી તેમણે છોકરાની ઇચ્છા રાખી હતી. અને તેમને કોઇ છોકરૂં થયું ન હોતું.

પછી રાણીને છોકરૂં થયું. તે છોકરી હતી. રાજા ઘણો ખુશ થયો.

પરી કોણ છે તે તમે જાણો છો? રાજાના મકાન પાસે ઘણી પરીઓ રહેતી હતી. જ્યારે રાણીને છોકરૂં થયું ત્યારે રાજા બધી પરીઓ પાસે ગયો અને કહ્યું; 'રાણીને છોકરૂં થયું છે. જરૂર તમે ઘેર આવો અને અમારી નવી નાની છોકરીને જુઓ.' બધી પરીઓએ કહ્યું, "અમે ઘણાં ખુશ થયાં છીએ; અમે આજે આવીશું."

એક પરી મુસાફરીએ ગઇ હતી. તે ઘણે દૂર હતી. જ્યારે રાણીને છોકરૂં થયું ત્યારે તે પાછી આવી ન હોતી. જ્યારે તે પાછી આવી ત્યારે એક પરીએ તેને કહ્યું, "રાણીને છોકરૂં થયું છે. અને રાજા અમારી પાસે આવ્યો અનેક કહ્યું. આવો અને મારી નાની છોકરીને જુઓ."

પરંતુ આ પરી ખરાબ પરી હતી. ખરાબ પરીએ કહ્યું, "રાજા તમારે બધાંને ત્યાં આવ્યો ? (ત્યારે) મારે ત્યાં શા માટે ન આવ્યો ? હું જઇશ અને રાજાની છોકરીને જોઇશ; પરંતુ હું તેને કંઇ ખરાબ વસ્તુ આપીશ."

બધી સારી પરીઓ રાજાને ઘેર ગઇ. અને નાની છોકરીને જોઇ; અને તે બધીઓએ તેને કેટલીક સારી વસ્તુઓ આપી. એકે કહ્યું. "હું તેને આ મારી વસ્તુ આપું છું કે તેને ધન મળશે." એક પરીએ કહ્યું, "હું તેને આ સારી વસ્તુ આપું છું કે તે બહાદુર સ્ત્રી બનશે." એકે કહ્યું, "હું તેને આ સારી વસ્તુ આપું છું કે તે સારી સ્ત્રી બનશે." બધાંએ કંઇક સારી વસ્તુઓ આપી.

પછી ખરાબ પરી આવી. તેણે કહ્યું, "રાજા બધી પરીઓને ત્યાં ગયો પણ તે મારે ત્યાં આવ્યો નથી. તેથી હું બાળકને કંઇક ખરાબ વસ્તુ આપીશ. તેની પાસે ધન હશે; તે બહાદુર બનશે; તે સારી બનશે. પણ જ્યારે તે સ્ત્રી થશે ત્યારે તેના હાથમાં સોય ભોકાશે અને મરી જશે.

ગરીબ રાણીને શું કરવું તે સમજાયું છે. રાજાએ સારી પરીઓને કહ્યું "ગરીબ છોકરી ન મરે. તમે મને મદદ નહિ કરી શકો ? કહો કે તે નહિ મરે."

સારી પરીઓએ કહ્યું, "અમે તમને મદદ ન કરી શકીએ. જે ખરાબ પરીએ કહ્યું છે તે થશે. તમારૂં બાળક હાથમાં સોય ભોકશે; પણ તે મરશે નહિ. તે ઘણાં વરસ સુધી ઉંઘશે. પછી કોઇ રાજાનો છોકરો આવશે અને તેને બચ્ચી કરશે, અને તે જાગશે. તે તેને બચ્ચી કરીને જગાડશે." પછી પરીઓ ચાલી ગઇ.

રાજાએ તેના બધા માણસો તથા રાણીની બધી સ્ત્રીઓને બોલાવી અને કહ્યું, "જાઓ અને ઘરમાં જેટલી સોયો હોય તે બધી મારી પાસે લાવો."

તેમને જેટલી મળી તેટલી બધી સોયો તે લાવ્યા. રાજાએ તે લીધી અને નદીમાં દૂર નાખી દીધી.

પછી તેણે કહ્યું "ધ્યાન રાખજો કે આ ઘરમાં એક પણ સોય આવે નહિ. જો જો કોઈ સ્ત્રી કે પુરૂષ મારા બાળક પાસે સોય લાવે નહિ. જો તે તેની પાસે સોય લાવશે તો હું તેને મારી નાખીશ."

---

## Lesson: 6.

### The Sleeping Princess.

Grew up–મોટી થઇ (Grow ક્રિયાપદનો ભૂતકાળ).
Grow (ગ્રો) *v*. મોટા થવું, ઉગવું.
Grew (ગ્રુ) *v*. મોટી થઇ, ઉગી.
Garden (ગાર્ડન્) *n*. બાગ બગીચો.
Flowers (ફ્લાવર્સ) *n*. ફૂલો.
Tree (ટ્રી) *n*. ઝાડ.
How many–કેટલી, કેટલાં. ?
Rooms (રૂમ્સ) *n*. ઓરડાઓ.
Room – ઓરડો.
Another (અનધર) *a*. બીજો, બીજી, બીજું.
Other (અધર) *a*. બીજો. બીજી, બીજું.
Went on – આગળ ચાલી.
Cloth (ક્લૉથ્) *n*. કપડું.
Make (મેક્) *v*. બનાવવું.
Am making - બનાવતી હતી.
Clothes (ક્લોદ્ઝ્) *n*. કપડાં, પહેરવાનાં કપડાં.
Seen–See ક્રિયાપદનું ભૂતકૃદંત
Have not seen–જોઇ નથી.
How can that be ?–તે કેમ બની શકે ?
Fall asleep–ઉંઘી જવું.
Axe (એકસ્) *n*. કુહાડી.
Bed (બેડ્) *n*. પલંગ.
Grow (ગ્રો) *v*. ઉગવું.
Slept (સ્લેપ્ટ્) *v*. ઉંઘી ગઇ. (Sleepનો ભૂતકાળ.)

---

## તરજુમો

## પાઠ–૬

# ઉંઘતી શાહજાદી.

નાનું છોકરૂં રાજાના મહેલમાં મોટું થયું. તે શાહજાદી થઇ.

શાહજાદી જોઇ શકાય તે બધું જોવા ઇચ્છતી હતી. બગીચામાં માણસો શું કરે છે તે જાણવા માગતી હતી. બધાં ફૂલોનાં અને ઝાડોનાં નામ તેને જાણવાની ઇચ્છા હતી. તેણે રાજાના બાગમાં માણસોને કહ્યું, "આ ફૂલનું નામ શું? આ ઝાડનું નામ શું?"

અને મકાનમાં જે જોવા જેવું હતું તે બધું તે જોવા ચાહતી હતી.

તેને રાજાના મકાનમાં કેટલા ઓરડા છે અને બધા ઓરડાઓમાં કોણ રહે છે તે જાણવાની ઇચ્છા હતી. તેથી તે એક ઓરડામાં ગઈ. પછી બીજા ઓરડામાં, અને પછી બીજા ઓરડામાં. તે મોટા ઓરડાઓમાં અને નાના ઓરડાઓમાં અને છેક નાના ઓરડાઓમાં ગઈ. પછી તે બોલી. "હું મકાનના બધા ઓરડાઓમાં ફરી છું" પણ એક ઓરડી હતી જેમાં તે ગઇ નહોતી.

ચાલીને તે નવા ઓરડા પાસે આવી. ઓરડાનું બારણું બંધ હતું. શાહજાદીને અંદર શું છે તે જોવાની તથા અંદર જવાની ઇચ્છા હતી. તેણે કહ્યું, "બારણું ઉઘાડો?" પણ કોઇ આવ્યું નહિં. તેણે એકવાર કહ્યું, બેવાર કહ્યું; પછી બારણું ઉઘડયું. શાહજાદી ઓરડામાં ગઇ. અને ત્યાં તેણે એક ઘણી ઘરડી ડોશી જોઈ.

ઘરડી સ્ત્રી મેજ પાસે બેઠી હતી. મેજ પર કંઇક કપડું હતું. ઘરડી સ્ત્રીના એક હાથમાં કંઇક કપડું હતું. અને બીજા હાથમાં તેની પાસે સોય હતી.

શાહજાદીએ પૂછ્યું, "તમે શું કરો છો?"

ઘરડી સ્ત્રીએ કહ્યું "હું કંઇક બનાવું છું."

શાહજાદીએ પૂછ્યું, "શું બનાવો છો?"

"હું કેટલાંક કપડાં બનાવું છું." ડોશીએ કહ્યું.

શાહજાદીએ પૂછ્યું, "પેલું તમારા હાથમાં શું છે ?"

ડોશીએ કહ્યું, "એ કપડું છે."

શાહજાદીએ કહ્યું, "ના, તમારા બીજા હાથમાં શું છે ?"

ડોશીએ કહ્યું, "એ, એ સોય છે."

શાહજાદીએ કહ્યું, "મને સોય આપો. મારે તે જોવી છે. મેં સોય જોઇ નથી. સોય શું છે તે હું જાણુતી નથી."

ડોશીએ કહ્યું, "તમે સોય જોઇ નથી ! એમ કેમ ! તમે ઘણી સોયો જોઇ છે. બધાં ઘરોમાં સોય દેખાય છે.

ઘરડી ડોશીએ શાહજાદીને સોય આપી.

શાહજાદીએ કહ્યું, "મને કપડાં આપો. મારે કપડાં બનાવવાં છે." પછી ડોશીએ શાહજાદીને સોય આપી.

શાહજાદીએ કપડામાં સોય ભોંકી. પરંતુ તેના હાથમાં ભોંકાઈ. અને તે ઉંઘી ગઇ.

પછી ઘરમાં બધા પુરૂષો અને સ્ત્રીઓ ઉંઘી ગયાં. મેજ પાસે રાજા ઉંઘી ગયો, અને રાણી રાજા પાસે બેઠેલી ઉંઘી ગઇ.

બગીચામાં માણસ હાથમાં કુહાડી સાથે ઉંઘી ગયો. ઘરના બારણા આગળ ઉભેલો માણસ જ્યાં ઉભો હતો ત્યાંજ ઉંઘી ગયો. બધાં ઉંઘી ગયાં.

એક પરી શાહજાદી પાસે આવી તેણે તેને લીધી અને તેની પથારીમાં મૂકી. પછી પરીએ બગીચાનાં ઝાડ તથા ફૂલોને કહ્યું, "ફુલો ઉગ્યાં અને ઝાડો મોટાં થયાં. ઝાડ અને ફુલોની દીવાલ થઈ. જેથી મકાનમાં કોઇ જઈ શકે નહિં.

મકાનમાં શાહજાદી ઉંઘી ગઇ. રાજા ઉંઘ્યો, અને તેના બધા માણસો ઉંઘ્યા. રાણી તથા તેની સ્ત્રીઓ ઉંઘી.

---

# Lesson : 7

## The Sleeping beauty.

Through (થ્રુ) *Prep.* માંથી
Years went by=વરસો ચાલ્યાં ગયાં. પસાર થયાં.
By (બાય) *Prep.* વડે.
Went by=પસાર થયાં.
Rode through=જંગલમાંથી સવાર થઇને ગયો.
As (ઍઝ્) *adv.* જે વખતે.
Grown (ગ્રોન્) Grow નું ભૂતકૃદંત.
Had grown–ઉગ્યાં હતાં.
As–તે પ્રમાણે
Lazy–આળસુ.
By–નજીક.
Their (ધૅર્) *Pron.* તેમના તેઓના. (They સર્વ નામની છઠ્ઠી વિભક્તિ).
Had been reading–વાંચતો હતો.
Put on–પહેરવું.
Light (લાઇટ્) *n.* પ્રકાશ, અજવાળું, ઉજાસ.
Sun Light–સૂર્યનું તેજ, સૂર્યનો પ્રકાશ.
Window (વીન્ડો) *n.* બારી.
Awoke (અવોક્) *v.* જાગી,ઉઠી. (Awake નો ભૂતકાળ).
By–સાથે.
By the king's son–રાજાના છોકરા સાથે.

તરજુમો.

ઘણાં માણસો ઉંઘતી શાહજાદીના મકાનમાં જવા ઇચ્છતાં હતાં પરંતુ તેઓ ઝાડમાંથી જઈ શકયાં નહિં, તેથી કોઇ આવ્યું નહિં.

વરસો વહી ગયાં. અને શાહજાદી ઊંઘી. ઘણાં વરસો વહી ગયાં અને માણસો જાણતા નહોતા કે ઘર કેવું છે અને તેમાં કોણ છે. ઝાડ ઉગ્યાં. તમે ઝાડમાંથી મકાન જોઈ શકો તેમ નહોતું. માણસો ઝાડ પાસે થઇને જતા હતા અને ત્યાં મકાન છે તે જાણતા નહોતા.

એક દિવસે એક રાજા ઘોડા ઉપર બેસીને તે જંગલમાંથી જતો હતો. તેનો છોકરો તેની સાથે હતો. રાજા અને તેના માણસો ખૂબ આગળ ગયા; અને રાજાનો છોકરો તેમને શોધી શકયો નહિં. તે

સવાર થઇને આગળ ચાલ્યો અને ઝાડ તથા ફૂલોની વાડ પાસે આવ્યો. તેણે કહ્યું, "મારા બાપ પેલા ઝાડોમાં થઇને ગયા છે. હું તેમાં થઇને જઇશ અને તેમને શોધી કાઢીશ."

જ્યારે તે ઝાડોની દીવાલ પાસે આવ્યો ત્યારે તે ખુશી થઇ ગયો. અને તે તેમાં થઈને ગયો. પછી તેણે બગીચો જોયો. અને બધાં ફૂલો આમ તેમ મરજી પ્રમાણે ઉગ્યાં હતાં. તે એક મકાન પાસે આવ્યો. બારણું ખુલ્લું હતું અને માણસ બારણા પાસે ઉંઘતો ઉભો હતો. રાજાના છોકરાએ કહ્યું, "કેવો આળસુ માણસ! તે ઉભો ઉભો ઉંઘે છે." તે ઘરમાં ગયો. માણસો મેજ પાસે હાથમાં ખોરાક લઇને ઉંઘતાં બેઠાં હતાં.

એક નાનો છોકરો વાર્તા વાંચતો હતો. તે તેનું માથું તેના હાથ ઉપર (મૂકી) ઉંઘી ગયો હતો. એક સ્ત્રી જોડા પહેરતી હતી. તે એક જોડો તેના પગમાં પહેરીને અને બીજો હાથમાં રાખીને ઉંઘી ગઈ હતી. એક ઘરડો માણસ હાથમાં કાગળ અને કલમ લઇને ઉંઘી ગયો હતો. અને તેના કાગળ ઉપર વરસોની ધૂળ પડી હતી. તેની પાસે એક સ્ત્રી જેના હાથમાં તેનું નાનું છોકરૂં ઉંઘી ગયું હતું તે ઉંઘતી હતી.

રાજાનો છોકરો એક ઓરડામાંથી બીજા ઓરડામાં ગયો. તેણે ઘરડા રાજાને મેજ પાસે ઉંઘતો જોયો અને તેની પાસે તેના હાથમાં માથું મૂકીને રાણી ઉંઘી ગઈ હતી પછી જે ઓરડામાં સૂર્યનો પ્રકાશ અને ફૂલ હતાં ત્યાં તે આવ્યો. બારી ખુલ્લી હતી અને ગુલાબનાં ફૂલો બારીમાંથી ઓરડામાં ઉગ્યાં હતાં. સોનેરી પ્રકાશ બારીમાંથી આવતો હતો અને પલંગ ઉપર પડયો હતો. પલંગ ઉપર શાહજાદી હતી. તેની આંખો બંધ હતી. તે ઉંઘી ગઈ હતી.

રાજાના છોકરે તેને બચ્ચી કરી. તે જાગી ઉઠી. પછી બધું મકાન જાગી ગયું. બારણા પાસેનો માણસ જાગૃત થયો. માણસો જાગ્યાં અને તેમના હાથમાંનો ખોરાક ખાવા લાગ્યાં. સ્ત્રી જાગી અને જોડા પહેરવા લાગી. છોકરો જાગ્યો અને વાર્તા વાંચવા લાગ્યો, રાજા મેજ

પાસે જાગી ઉઠયો. રાણીએ પોતાની આંખો ચોળી અને બોલી, " મહારાજા તમે શું કહેતા હતા ? હું ઉંઘી ગઈ હતી. "

શાહજાદી રાજાના છોકરા સાથે પરણી અને તે રાજા રાણી બન્યાં.

---

## Lesson 8 Little Red coat.

Little (લિટલ્) *a.* નાનો.
Red (રેડ્) *v.* લાલ, રાતો.
Coat ( કોટ્ ) *n.* ડગલો.
To show (શો) *v.* બતાવવું, દેખાડવું.
Grand-mother(ગ્રાન્ડ-મધર)
Mother-મા.
Grand-મોટી.
Way (વે) *n.* રસ્તો.
Put on-પહેરવું.
Wait (વેઈટ્) *v.*થોભવું, રોકાવું.
Night (નાઇટ્) *n* રાત.
Wolf (વુલ્ફ્ ) *n.* વરૂ.
Wolves (વુલ્વ્ઝ્ ) *n.* વરૂઓ.
Run (રન) *v.* દોડવું.
Ran (રેન) *v.* દોડી.
Standing-ઉભેલું.
Night is coming-રાત પડવા માંડી છે.
Ate up-ખાઈ ગયું.
Ears (ઇયર્) *n.* કાન.
Hear (હીયર્ ) *v.* સાંભળવું.
Mouth (માઉથ્ ) *n.* મોઢું.
Catch (કૅચ્ ) *n.* પકડવું.
Heard (હર્ડ) *v.* સાંભળ્યું. (Hear નો ભૂતકાળ).
A shot-બંદુકનો ધડાકો.

તરજુમો.

### પાઠ-૮ મો.

### નાની " રેડ કોટ "

એક નાની છોકરી હતી. તે જંગલ પાસે ઝુંપડીમાં તેની મા સાથે રહેતી હતી.

એક દિવસે તેની માને કેટલાંક લાલ કપડાં મળ્યાં. તેણે તેની સોય લીધી અને નાની છોકરી માટે લાલ ડગલો બનાવ્યો.

તેણે નાની છોકરીને કોટ પહેરાવ્યો. અને કહ્યું, " હું તને

"લિટલ રેડ કોટ" કહીશ. (નાની લાલ ડગલાવાળી) તેથી તે છોકરીને તેની મા, "લિટલ રેડ કોટ" કહેવા લાગી.

એક દિવસે લિટલ રેડ કોટે કહ્યું, "હું મારો લાલ ડગલો દાદીમાને બતાવવા ઇચ્છું છું."

દાદીમા ઝુંપડીમાં રહેતાં હતાં. ઝુંપડીનો રસ્તો જંગલમાં થઇને જતો હતો.

છોકરીની માએ કહ્યું, "તું તારી દાદીમાને લાલ ડગલો બતાવજે અને તેને માટે કેટલાંક ઈંડાં લઇ જા. તું તારો લાલ ડગલો પહેર અને જંગલમાં થઇને તેને ઘેર જા."

પછી છોકરીની માએ કેટલાંક ઈંડાં કપડામાં મૂક્યાં, અને નાની છોકરીને આપ્યાં અને કહ્યું, "આ ઈંડાં દાદીમા પાસે લઈ જા. દાદીમાનું ઘર અહીંથી દૂર છે. રસ્તામાં જંગલમાં થોભીશ નહિ. જો થોભીશ તો રાત પડશે. રાત્રે જંગલમાં વરૂ હોય છે. વરૂઓ નાની છોડીઓ તથા છોકરાને ખાઇ જાય છે."

નાની રેડ કોટે કહ્યું, "હું જંગલમાં મારા રસ્તામાં થોભીશ નહિ."

પછી નાની રેડ કોટ બહાર નીકળી. તે જંગલમાં થઇને રસ્તે જતી હતી. જ્યારે તે જતી હતી ત્યારે તેણે રસ્તામાં ઘણાં ફૂલ જોયાં. તેણે કહ્યું, "હું કેટલાંક ફૂલો દાદીમા માટે લઇ જઈશ." પછી તે તેની દાદીમા માટે ફૂલો લેવા માટે આ રસ્તે અને પેલે રસ્તે ગઈ. ફૂલો લેવાને થોભી. રાત પડવા લાગી હતી. અને તે તેની દાદીમાના ઘરથી ઘણે દૂર હતી. જ્યારે તેણે જોયું કે રાત પડી હતી ત્યારે તે દોડી.

જ્યારે તે દોડી ત્યારે તેણે એક મોટી લાલ આંખોવાળું ઝાડ પાસે ઉભેલું વરૂ જોયું.

વરૂએ કહ્યું, "નાની રેડ કોટ, શા માટે દોડે છે?"

"રાત પડે છે" નાની રેડ કોટે કહ્યું, "તેથી હું દોડું છું."

વરૂએ કહ્યું, "નાની રેડ કોટ, ક્યાં દોડે છે ?"

તેણે કહ્યું, "હું દાદીમા પાસે દોડી જાઉં છું."

"તું તારી દાદીમા પાસે શું લઈ જાય છે ?" વરૂએ કહ્યું. "હું થોડાંક ઇંડાં લઈ જઉં છું." નાની રેડ કોટે કહ્યું. "હું તને રસ્તો બતાવીશ." વરૂએ કહ્યું.

" ના, ના, ના, "નાની રેડ કોટે કહ્યું, "મને રસ્તો બતાવીશ નહિ. હું રસ્તો જાણું છું."

પછી વરૂ ઝાડમાં થઇને નાશી ગયું.

વરૂ દાદીમાને ઘેર આવ્યું અને બોલ્યું, " દાદીમા, તમે અંદર છો ?"

દાદીમાએ પૂછ્યું "કોણ છે ?"

"હું નાની રેડ કોટ છું" વરૂએ કહ્યું " અને તમારે માટે હું થોડાં ઈંડાં લાવી છું."

" અંદર આવ, નાની રેડ કોટ," દાદીમાએ કહ્યું. પછી વરૂ અંદર ગયું, અને ગરીબ દાદીમાને ખાઇ ગયું. પછી તેણે દાદીમાના કપડાં લીધાં, અને પહેર્યાં. અને તે દાદીમાના પલંગમાં ગયું.

નાની રેડ કોટ ઝુંપડીએ આવી તેણે કહ્યું, "તમે અંદર છો, દાદીમા ?"

વરૂએ કહ્યું, "કોણ છે ?"

તેણે કહ્યું, "તેની રેડ કોટ છે, હું તમારે માટે કેટલાંક ઇંડાં તથા કેટલાંક ફૂલો લાવી છું."

"અંદર આવ, નાની રેડ કોટ," વરૂએ કહ્યું. નાની રેડ કોટ અંદર ગઈ.

વરૂએ કહ્યું, "પાસે આવ, અને પેલા કપડામાં શું છે તે મને બતાવ."

" મારી પાસે ઇંડાં છે, દાદીમા." નાની રેડ કોટે કહ્યું. વરૂએ કહ્યું, "તારા હાથમાં પેલું શું છે ?"

"આ ફૂલો છે." નાની રેડ કોટે કહ્યું.

"પાસે આવ, અને તારાં ફૂલો મને બતાવ." વરૂએ કહ્યું. પછી નાની રેડ કોટ પલંગ પાસે ગઈ અને નીચે બેઠી.

પછી તેણે કહ્યું, "દાદીમા, તમારા કાન કેવા મોટા છે."

"તમને સાંભળવા માટે મારા મોટા કાન છે" વરૂએ કહ્યું.

"તમારી આંખો કેવી મોટી છે. દાદીમા." નાની રેડ કોટે પૂછ્યું.

"તમને જોવા માટે મારે મોટી આંખો છે." વરૂએ કહ્યું.

નાની રેડ કોટે કહ્યું, "દાદીમા, તમારે કેટલું મોટું મોઢું છે."

વરૂએ કહ્યું, "તમને ખાવા માટે મારે મોટું મોઢું છે." અને તે પલંગમાંથી કુદયું અને નાની રેડ કોટને પકડવા દોડયું. તે દરવાજા ભણી દોડી અને જંગલમાં બહાર દોડી ગઈ. વરૂ દોડયું, નાની રેડ કોટ દોડી.

પછી તેણે બંદુકનો ધડાકો સાંભળ્યો. એક માણસ ઝાડ પાસે રાહ જોતો હતો. તેણે વરૂને બંદુક મારી હતી. વરૂ મરી ગયું હતું અને નાની રેડ કોટે જોયું કે તે તેનો બાપ હતો. તેના બાપે સાંભળ્યું હતું કે જંગલમાં વરૂ છે. અને તે નાની રેડ કોટને મદદ કરવાની રાહ જોતો હતો.

---

## Lesson 9 Blue Beard.

Blue (બ્લુ) *a.* વાદળી રંગની.
Beard(બીઅર્ડ) *n.* દાઢી.
Beautiful ( બ્યુટીફુલ ) *a.* સુંદર, ખુબસુરત.
Two (ટુ) *a.* બે.
Because (બીકૉઝ ) *adv.* કારણ કે.
Wife (વાઇફ ) *n.* પોતાની સ્ત્રી.
Wives (વાઇવ્ઝ) *n.* પોતાની સ્ત્રીઓ (wifeનું બહુવચન).

Did not want to marry– પરણવા ઇચ્છતી નહોતી.
In many ways–ઘણી રીતથી.
Keys ( કીઝ ) *n.* ચાવીઓ, કુંચીઓ.
Friends ( ફ્રેન્ડ્ઝ ) *n.* મિત્રો, બહેનપણીઓ.
An hour has gone by– કલાક થઇ ગયો છે.

## તરજુમો.

## પાઠ-૯ મો.

## વાદળી રંગની દાઢી.

એક વખતે એક ઘણો પૈસાદાર માણસ હતો. તે સુંદર મકાનમાં રહેતો હતો. અને તેને સુંદર બગીચો હતો. પૈસાદાર માણસને વાદળી રંગની દાઢી તેથી તે 'વાદળી દાઢી' કહેવાતો હતો.

પૈસાદાર માણસના ઘર પાસે ગરીબ સ્ત્રી રહેતી હતી. તેને ત્રણ છોકરા અને બે સુંદર છોડીઓ હતી. તે છોડીઓમાં એક છોકરીનું નામ ઍન હતું. બીજીનું ફાતીમા હતું. વાદળી દાઢી આ છોડીઓમાંથી એકને પરણવા ચાહતો હતો. પરંતુ છોડીઓ વાદળી દાઢીને પરણવા ઇચ્છતી નહોતી.

ઍન અને ફાતીમા આ પૈસાદારને પરણવા નહોતી ઇચ્છતી, કારણ કે તેની દાઢી વાદળી રંગની હતી, વાદળી દાઢી ઘણી સ્ત્રીઓને પરણ્યો હતો. પરંતુ તેની સ્ત્રીઓ જતી રહી હતી. તેની બીજી સ્ત્રીઓ ક્યાં ગઈ હતી તે કોઇ જાણતું નહોતું.

છોકરીઓ વાદળી દાઢીને પરણવા માગતી નહોતી અને તેની સ્ત્રી થવા માગતી નહોતી. કારણ કે તેની બીજી સ્ત્રીઓ ક્યાં ગઇ હતી તે કોઇ જાણતું નહોતું. તેથી તેની માએ વાદળી દાઢીને કહ્યું, "મારી છોડીઓ તમને પરણવા ઇચ્છતી નથી."

ત્યાર પછી વાદળી દાઢીએ કહ્યું, "આવો અને થોડા દિવસ મારા ઘરમાં રહો." તેથી તે ગઈ અને વાદળી દાઢીના મકાનમાં રહી. તે ઘણું સુંદર ઘર હતું. અને વાદળી દાઢી ઘણી રીતે તેમના પ્રત્યે સારો હતો.

ફાતીમાએ કહ્યું, "તેની દાઢી વાદળી છે પણ તે ખરાબ માણસ નથી. ઘણી રીતે તે સારો માણસ છે. તેથી હું તેને પરણીશ."

તેથી ફાતીમા વાદળી દાઢીને પરણી. અને સુંદર મકાનમાં રહેવા ગઈ.

કેટલાક દિવસ ચાલ્યા ગયા. ત્યારે વાદળી દાઢીએ કહ્યું, "હું મુસાફરીએ જઇશ." પછી તેણે ફાતિમાને મકાનના બધા ઓરડાની ચાવીઓ આપી. તેણે કહ્યું. "આ પેલી નાની ઓરડીની ચાવી છે. તેનું બારણું ઉઘાડીશ નહિ...કહે, કે નાની ઓરડીનું બારણું તું ઉઘાડીશ નહિ."

ફાતિમાએ કહ્યું, "હું પેલી નાની ઓરડીનું બારણું ઉઘાડીશ નહિ."

પછી વાદળી દાઢી ચાલ્યો ગયો.

જ્યારે વાદળી દાઢી દૂર હતો ત્યારે ફાતિમાની બહેનપણીઓ તેને મળવા આવી. તેણે તેમને ઓરડાઓ બતાવ્યા. તે કેવું સુંદર મકાન હતું. પરંતુ તેણે નાની ઓરડીનું બારણું ઉઘાડયું નહિ.

બ્હેનપણીઓ ચાલી ગઈ. પછી ફાતિમાએ કહ્યું, "હવે હું નાની ઓરડીનું બારણું ઉઘાડું? તેણે શા માટે કહ્યું કે "ઉઘાડીશ નહિ." હું જોવા ઇચ્છું છું કે નાની ઓરડીમાં શું છે?"

પછી તેણે કુંચી લીધી. અને નાની ઓરડીના બારણા પાસે ગઇ અને તેને ઉઘાડી.

તેણે ઓરડામાં જોયું.........

## Lesson–10

## Blue Beard.

They Were dead બધી મરી ગયેલી હતી.
Mark (માર્ક) *n.* નિશાની.
Came back પાછો આવ્યો.
I will bring it હું તે લાવીશ.
Fell at his feet પગે પડી.
Hours (અવર્સ) *n.* કલાકો.

Brothers (બ્રધર્સ) *n.* ભાઇઓ.
Save (સેવ) *v.* બચાવવું.
Sister (સીસ્ટર) *n.* બહેન.
Waited a little જરા વાર થોભી.
Any (એની) *Pron.* કોઈ.
Any one કોઈ પણ એક.

## પાઠ-૧૦
## વાદળી દાઢી.

ફાતિમાએ કુંચી લીધી. તે નાની ઓરડીના બારણા પાસે ગઇ અને તેને ઉઘાડયું. ઓરડીમાં તેણે વાદળી દાઢીની બધી સ્ત્રીઓને જોઇ. તે મરી ગયેલી હતી! તેના હાથમાંથી ચાવી પડી ગઇ. જ્યારે તે તેણે લીધી ત્યારે તેના ઉપર લાલ નિશાની હતી.

તેણે બારણું બંધ કર્યું. પછી તેણે તેની ઓરડીની ચાવી લીધી તેણે કહ્યું. " વાદળી દાઢી ચાવી ઉપરનું નિશાન જોશે. તે જાણશે કે મેં નાની ઓરડીનું બારણું ઉઘાડયું છે. અને જેમ તેણે બીજી પત્નીઓને મારી નાખી છે તેમ મને મારી નાખશે." તેણે કપડાથી કુંચીને ઘસી, પણ નિશાન ગયું નહિ. તેણે ગરમ પાણીમાં કુંચીને ઘસી. પણ નિશાની ધોવાઇ ગઇ નહિ. તેણે પથરા ઉપર ચાવીને ઘસી, પણ તે નિશાન ઘસી શકી નહિ.

તે વાદળી દાઢી પાછો આવ્યો. તેણે ફાતિમાને બોલાવી અને કહ્યું, " મને મારી ચાવીઓ આપો." ફાતિમાએ બીજી ચાવીઓ આપી. પણ તેણે નાની ઓરડીની ચાવી આપી નહિ. તેણે કહ્યું, " નાની ઓરડીની ચાવી કયાં છે?" તેણે કહ્યું, " હું તે લાવીશ." તે ગઇ અને લાવી અને તેણે લાલ નિશાન જોયું. તેણે કહ્યું, " તેં નાની ઓરડીનું બારણું ઉઘાડયું છે. હવે તું મરી જઇશ." તે તેને પગે પડી. તેણે કહ્યું, " મને થોડા કલાક જીવવા દો.

તેણે કહ્યું, " હું તને એક કલાક આપું છું." ફાતિમાને ત્રણ ભાઇઓ હતા. તેના ભાઇઓએ કહ્યું હતું. " અમે આજે આવીશું અને તમને મળીશું." પણ તે આવ્યા નહોતા. તેણે કહ્યું, " જો મારા ભાઇઓ આ વખતે આવશે તો તે મને બચાવશે."

તેની બેન ઍન મકાનમાં હતી. તેણે તેને બોલાવી. " સીસ્ટર ઍન, સીસ્ટર ઍન, બારીએ જાઓ અને મારા ભાઇઓ આવતા હોય તો જુઓ.

સીસ્ટર ઍન બારી પાસે ગઇ, તે બોલી, " હું કોઇને આવતા જોતી નથી. "

ફાતિમા થોડી વાર થોભી, પછી તે બોલી. " સીસ્ટર ઍન, સીસ્ટર ઍન, તમે કોઇ પણ આવતું જુઓ છો ?

સીસ્ટર ઍને કહ્યું, " હું કોઇને જોતી નથી, કોઇ આ-વતું નથી.'

વાદળી દાઢી બોલ્યો, " ફાતિમા !" ફાતિમાએ કહ્યું, " સીસ્ટર ઍન, સીસ્ટર ઍન. કોઇ પણ આવે છે ?"

સીસ્ટર ઍને કહ્યું, " હું થોડી ધૂળ જોઉં છું, ઘણે દૂર. "

વાદળી દાઢીએ કહ્યું, " ફાતિમા, નીચે આવ. " ફાતિમાએ કહ્યું, " સીસ્ટર ઍન, સીસ્ટર ઍન. ધૂળમાં કોઇ છે ?"

" હું ધુળમાં માણસ જોઉં છું. " સીસ્ટર એને કહ્યું.

વાદળી દાઢીએ કહ્યું, " કલાક પૂરો થઇ ગયો છે, નીચે આવ, ફાતિમા, અને હું તને મારી નાખીશ. "

" સીસ્ટર ઍન, સીસ્ટર ઍન, તે ત્રણ માણસો છે ?"

વાદળી દાઢીએ કહ્યું, " કલાક પુરો થયો છે, જો તમે નીચે નહીં આવો તો હું ઉપર આવીશ. " " તે ત્રણ માણસો છે. " સીસ્ટર એને કહ્યું. ફાતિમાએ કહ્યું, " તે મારા ભાઇઓ છે. " " સીસ્ટર ઍન, સીસ્ટર ઍન, તેમને આવવાનું તથા મને બચાવ-વાનું કહો. "

વાદળી દાઢી બોલ્યો, " હું ઉપર આવું છું. " તેણે કહ્યું.

" સીસ્ટર ઍન, તેમને બોલાવ, સીસ્ટર ઍન !"

વાદળી દાઢી બારણા સુધી આવ્યો. બારણું ઉઘડયું. વાદળી દાઢીએ ફાતિમાનો હાથ પકડયો. ત્રણ ભાઇઓ અંદર આવ્યા અને વાદળી દાઢીને મારી નાખ્યો. તેથી ફાતિમા બચી ગઇ. તેને વાદળી દાઢીની બધી દોલત મળી. તે સારા માણુસને પરણી અને સુંદર મકાનમાં રહી.

# Lesson 11

## The Fisherman and his wife.

Fish (ફીશ) *n.* માછલી.
Fisherman–માછીમાર.
Happy (હૅપી) *adv.* સુખી.
Never (નેવર)*adv.* કદી નહિ.
But (બટ્) *Crnj.* સિવાય.
Sea (સી) *n.* સમુદ્ર, દરિયો.
Be (બી) *v.* થવું, હોવું.
Speak (સ્પિક્) *v.* બોલવું.
Spoke (સ્પોક્) બોલી (Speak નો ભૂતકાળ).
Ask (આસ્ક્) *v.* પૂછવું.
Ask for–માગવું.
Should (શુડ્) જોઇએ.
For what shonuld I have asked–મેં શું માગ્યું હોત.
Ask to give–આપવાનું કહેવું.
Asked–સવાલ પૂછયો.
Pretty (પ્રીટી) *a.* સુંદર.
Full (ફુલ) *adv.* ભરપુર.
Full of–થી ભરપુર.
In and out – અંદર અને બહાર.

તરજુમો.

એક વખતે એક માણસ અને તેની સ્ત્રી રહેતાં હતાં. તેમને રહેવાને ઘર નહોતું. તે ખેતરોમાં રહેતાં હતાં અને ઝાડના મૂળ આગળ સુઇ જતાં. માણસ માછલી પકડતો. તે માછીમાર હતો.

માણસ સુખી હતો. તેણે કહ્યું, " માણસો મકાનોમાં શા માટે રહેતા હશે? આ ઝાડ મારૂં ઘર છે. તેઓ શા માટે પલંગો ઉપર સુઇ જતા હશે? ખેતરો મારા પલંગ છે.

પરંતુ નહોતી સ્ત્રી કદી સુખી નથી. તેણે કહ્યું, "હું શા માટે ગરીબ માછીમારને પરણી? અમારે ખેતરો સિવાય ઘર નથી. ધૂળ સિવાય પલંગ નથી. માછલી સિવાય ખોરાક નથી."

એક દિવસે માછીમાર દરિયા પર માછલી પકડવા માટે ગયો. તેણે તેની જાળ પાણીમાં નાખી. પછી તે પત્થર ઉપર બેઠો. સૂર્ય ગરમ હતો; અને તે ઉંઘી ગયો.

જ્યારે તે જાગ્યો થયો તેણે તેની જાળ લીધી. જાળમાં એક માછલી હતી. તે મોટી અને સોનેરી ખુબસુરત માછલી હતી. તે ઘણો ખુશી થયો, તેણે કહ્યું, જ્યારે મારી સ્ત્રી આ સુંદર માછલી જોશે ત્યારે ઘણી ખુશ થશે.

પછી માછલી બોલી, તેણે કહ્યું, ભલા માણસ, મને મારી નાખીશો નહિ, મને દરિયામા પાછી મૂકો."

માછીમાર બોલ્યો, "તું બોલી શકે છે ! મેં બોલતી હોય એવી માછલી જોઈ નથી.

માછલી બોલી, "ભલા માણસ, મને પાછી દરિયાથાં મૂકો."

"હું જે બોલી શકતી હોય તેવી માછલી ખાતો નથી." માછીમારે કહ્યું, "જતી રહે; એવી માછલી મારતો નથી કે જે બોલતી હોય. પછી તેણે માછલીને પાછી પાણીમાં ફેંકી દીધી.

તે રાત્રે માછીમાર તેની સ્ત્રી પાસે પાછો ગયો. તેની પાસે માછલી નહોતીઃ તેથી તેમતે ખાવાનો ખોરાક નહોતો. તેણે તેની સ્ત્રીને કહ્યું, "મેં એક માછલી પકડી હતી, પરંતુ માછલી બોલી. તેથી મેં તેને પાણીમાં પાછી ફેંકી દીલી. હું જે માછલી બોલી શકતી હોય તેને મારી શકયો નહિ."

માછમારની સ્ત્રી બોલી: "જે માછલી બોલતી હતી તે જાદુઇ માછલી હતી. તે માછલી નહોતી પરંતુ માછલી બનેલો જાદુગર હતો."

માછીમારે કહ્યું, "જો તે જાદુગર હતો તો હું તે જાણતો નહોતો, માછલીએ કહ્યું નહોતું કે તે જાદુગર છે."

માણસની સ્ત્રીએ કહ્યું, તે જાદુગર હતો, તમે તેની પાસે કોઇ ચીજ માગી ?"

"મેં તેની પાસે કોઇ ચીજ માગી નથી." માણસે કહ્યું, "હું શું માગી શકું ?"

"આપણે શા માટે ખેતરોમાં રહેવું જોઇએ ?" માણસની સ્ત્રીએ કહ્યું, "તમે ઝુંપડી માટે માગણી કરી શકયા હોત, તરતજ પાછા જાઓ, અને આપણને ઝુંપડી આપે એવી માગણી કરો.

જ્યારે સવાર થયું ત્યારે માછીમાર પાછો દરિયા ઉપર ગયો. તે પથરા ઉપર ઉભો રહ્યો અને બોલ્યો.

"દરિયાના માણસ, મારી પાસે આવો."

પછી માછલીએ તેનું માથું પાણીમાંથી બહાર કાઢયું, અને તેને પૂછયું, "તમારે શું જોઇએ છીએ"

માછીમારે કહ્યું, મારે કંઈ જોઇતું નથી પણ મારી સ્ત્રી ઝુંપડીમાં રહેવા ઇચ્છે છે?"

"તમારી સ્ત્રી પાસે પાછા જાઓ" માછલીએ કહ્યું, "તમે તેને ઝુંપડીમાં જોશો."

માછીમાર પાછો ઝાડ પાસે ગયો. ઝાડ પાસે તેણે ઝુંપડી જોઇ. તે નવી ઝુંપડી હતી. તે ઘણી સુંદર ઝુંપડી હતી; તેને બે સુંદર બારી હતી અને એક સુંદર વાદળી બારણું હતું. પછવાડે સુંદર ફુલોથી ભરપુર એક સુંદર બગીચો હતો. ઝુંપડી પાસે મરઘીઓથી ભરપુર એક નાનું ખેતર હતું.

તે ઝુંપડીમાં ગયો. તેમાં એક ઓરડી હતી. બારીએથી સુર્યનો પ્રકાશ એ પર આવતો હતો અને ઓરડી પ્રકાશથી ભરપુર હતી. તેની સ્ત્રી મેજ પર બેઠી હતી.

માછીમારે કહ્યું, "હવે તમે સુખી હશો."

માછીમારની સ્ત્રીએ કહ્યું, "આ સુંદર ઝુંપડી છે."

થોડા દિવસ સુધી માછીમારની સ્ત્રી સુખી થઈ. પછી એક દિવસે માછીમાર ઘેર આવ્યો. અને તેની સ્ત્રીએ તેને કહ્યું, "હું આ નાની ઝુંપડીમાં સુખી નથી, મરઘીઓ મારા ઓરડાની અંદર અને બહાર દોડે છે. આપણે સારા મકાનમાં રહેવું જોઇએ તમે એકદમ માછલી પાસે જાઓ અને આપણુને ઘર આપે એવું તેની પાસે માગો અને તેને કહો કે આપણુને ઘર આપે.'

# Lesson. 12 The Fisherman and his wife.

Where his hut had been—
જ્યાં તેની ઝુંપડી હતી ત્યાં.
Side (સાઇડ) *n.* બાજુ, તરફ
Line (લાઇન) *n.* હાર.
Line of—ની હાર
In-side—અંદરની બાજુએ, અંદર,
Out side—બહારની બાજુએ,
બહાર.

What-ever—કંઇપણ, જે કંઇ.
What-ever—કોઇ પણ, જે કોઇ.
Where-ever—ક્યાં પણ, જ્યાં
જ્યાં. [ચાકર.
Servant (સરવન્ટ) *n.* નોકર,
Rain (રેઇન્) *n.* વરસાદ.
It rains—વરસાદ આવે છે.
It rained—વરસાદ આવ્યો.

તરજુમો.

## પાઠ-૧૨ મો.

## માછીમારની સ્ત્રી.

માછીમાર દરિયા ઉપર ગયો. તે પથર ઉપર ઉભો રહ્યો અને બોલ્યો. "દરિયાના માણસ મારી પાસે આવો." માછલીએ પોતાનું માથું પાણીની બહાર કાઢ્યું અને પૂછ્યું. "તમારે શું જોઇએ." માછીમારે કહ્યું, "મારે કંઇ જોઇતું નથી, પણ મારી સ્ત્રી તેને ઘર આપવા માટે તમને કહે છે."

"તમારી સ્ત્રી પાસે પાછા જાઓ." માછલીએ કહ્યું, "તમે તેને મોટા મકાનમાં જોશો."

માછીમાર પાછો ઝુંપડી હતી ત્યાં ગયો. ત્યાં તેણે ઘર જોયું. તે પત્થરનું બનેલું ઘણું સુંદર ઘર હતું. બારણાની બાજુએ ગુલાબનાં ફુલ હતાં. ઘરની બાજુમાં એક સુંદર બગીચો હતો. તે બગીચો લાલ અને વાદળી ફુલોથી ભરપુર હતો. મકાનની સામે મોટાં ઝાડની એક હાર હતી. મકાનને બે બારણાં હતાં. એક આગળના ભાગમાં અને એક બાજુમાં. આગલા ભાગમાં છ બારીઓ હતી અને પાછલા ભાગમાં છ બારીઓ હતી.

માછીમારે પોતાની સ્રીને મકાનની અંદર જોઇ. તેણે કહ્યું, "હવે તમારે સુંદર મકાન છે. અને તમારે સુખી થવું જોઇએ. તેણીએ કહ્યું, "ઘરની બહારની બાજુ સુંદર છે, પણ અંદરની ઓરડીઓ ઘણી મોટી નથી."

કેટલાક દિવસ સુધી માછીમારની સ્ત્રી સુખી રહી.

પછી તેણીએ કહ્યું, "આપણે સુંદર મકાનમાં રહીએ છીએ. પરંતુ તમે માછીમાર છો અને હું માછીમારની સ્ત્રી છું. કદી પણ કોઇ આપણને મળવા આવતું નથી. પોળમાં બહાર મારી સાથે કોઇ પણ કદી બોલતું નથી.

માછી મારે પૂછયું, "તમારે શું જોઇએ છે?"

"હું ઇચ્છું છું કે તમે રાજા થાઓ; પછી હું રાણી થઇશ આપણે મોટા મકાનમાં રહીશું. આપણે જે ઇચ્છીશું તે આપણને મળશે. આપણે જે બોલીશું તે થશે. જ્યાં જ્યાં આપણે જઇશું ત્યાં ત્યાં સ્ત્રીઓ તેમના હાથને મારા તરફથી બચ્ચીઓ કરશે. જે જે ઘેર આવશે તે તે તમારે પગે પડશે. ઓરડાઓ નોકરોથી ભરેલા હશે, જે આપણે કહીશું તે કરશે.

માછીમારે કહ્યું, "મારે રાજા થવું નથી. મારે માછીમાર થવું છે અને ખેતરોમાં રહેવું છે."

તેની સ્ત્રીએ કહ્યું, "પરંતુ મારે રાણી થવું છે."

માછીમાર દરિયા ઉપર ગયો, તે પથરા ઉપર ઉભો રહ્યો અને બોલ્યો, "દરિયાના માણસ મારી પાસે આવો."

પછી માછલીએ તેનું માથું પાણીમાંથી બહાર કાઢયું અને કહ્યું, "હવે તમારે શું જોઇએ છીએ."

માછીમારે કહ્યું, "મારે કંઇ જોઇતું નથી. પરંતુ મારી સ્ત્રી તેને રાણી બનાવવાનું તમારી પાસે માગે છે." માછલીએ કહ્યું, "તમે તેને રાણી જોશો."

માછીમાર પાછો ગયો. જ્યાં નાનું મકાન હતું ત્યાં ઘણું મોટું મકાન થયું. બારણા પાસે નોકરો હતા. બે નોકરો માછીમારને મકાનમાં લઇ ગયા. અને બીજા બે નોકરો તેને મોટા ઓરડામાં લઈ ગયા. તેની સ્ત્રી ત્યાં બેઠી હતી. તેણે રાણીનાં કપડાં પહેર્યાં હતાં.

"હવે તમે સુખી હશો." માછીમારે કહ્યું, "તમે રાણી છો. તમારે આ મોટું મકાન અને આ બધા નોકરો છે."

કેટલાક દિવસ માટે તે સુખી બની. ત્યાં સુર્યનો પ્રકાશ હતો. તે બગીચામાં ગઇ, અને લાલ ડગલાવાળા નોકરો તેની સાથે ગયા. તે ઘોડામાં સવાર થઇને ગઈ. અને નોકરો તેની સાથે સવાર થઇને ગયા. જ્યારે તે સવારી કરી જતી હતી ત્યારે સ્ત્રીઓએ તેની સાથે તેમના હાથને બચ્ચી કરી.

પછી વરસાદ આવ્યો. ઘણા દિવસ સુધી વરસાદ વરસ્યો. અને સૂર્યનો પ્રકાશ નહોતો. તેથી તેણી બગીચામાં જઇ શકી નહીં. અને તે સવાર થઇને ઘોડામાં જઇ શકી નહીં.

ત્યારે માછીમારની સ્ત્રી બોલી "હું રાણી છું. મારે આ વરસાદ જોઇતો નથી. મારે સૂર્ય જોઇએ છે." તેણે માછીમારને કહ્યું "જાઓ, અને માછલીને કહો કે મને સૂર્યની રાણી બનાવે. પછી જ્યારે મારી ઇચ્છા થાય ત્યારે મને સૂર્ય મળી શકે. અને જ્યારે હું વરસાદને કહું, 'જા, ત્યારે તે જાય.'"

માછીમાર સમુદ્ર ઉપર ગયો. તે પથરા ઉપર ઉભો રહ્યો અને બોલ્યો. "સમુદ્રના માણસ મારી પાસે આવો." માછલીએ તેનું માથું—પાણીમાંથી બહાર કાઢયું અને બોલી, "હવે તમારે શી ઇચ્છા છે? બોલો."

માછી મારે કહ્યું, "મારી સ્ત્રી ચાહે છે કે તમે તેને સુર્યની રાણી બનાવો."

માછલીએ કહ્યું, "તમારી સ્ત્રી કદી સુખી થશે નહિ. તમે ખેતરોમાં પાછા જાઓ અને ઝાડના મૂળમાં સુઓ."

માછીમાર પાછો ગયો. મોટું મકાન અને બગીચાઓ બધું જતું રહ્યું હતું. તેની સ્ત્રી ઝાડના મૂળ પાસે બેઠી હતી. વરસાદ નહોતો. પણ ખેતરમાં ફૂલો અને સુર્યનો પ્રકાશ હતો.

તેણીએ કહ્યું, "નોકરોથી દૂર રહેવું સારૂં છે. અને જુઓ, સુર્ય પાછો આપણી પાસે આવ્યો છે."

## Lesson–13

## Snow–white.

Snow (સ્નો) *n.* બરફ.
White (વ્હાઇટ) *a.* સફેદ.
was sitting બેઠી હતી.
Lane (લેન્) *n.* શેરી, ગલી.
White with snow બરફથી સફેદ.
As white as ના જેવું સફેદ.
As–as પેઠે.
Was making સીવતી હતી.
White as this cloth આ કપડા જેવું સફેદ.
After (આફ્ટર) *adv.* પાછળ, પછી, બાદ.
After that ત્યાર પછી.
Called her તેનું નામ પાડયું.
Glass (ગ્લાસ) *n.* તકતો, આરસી, ચાટલું.
Every (ઍવરી) *a.* દરેક.
Every day દરરોજ.
Look (લુક્) *v.* જોવું.
Looked જોતી. (Look નો ભૂતકાળ).
Tell (ટેલ્) *n.* કહેવું.
Most (મોસ્ટ) *a.* સૌથી વધારે.
Went by વહી ગયાં.
Grew up મોટી થઇ.
More (મૉર્) *a.* વધારે.
More and more વધારે ને વધારે.
Angry (ઍન્ગ્રી) *adv.* ગુસ્સે.
Was angry ગુસ્સે થઇ.
Than (ધૅન્) ના કરતાં.
Than I મારા કરતાં.

Cry (ક્રાય્) *v.* રોવું, રડવું.
Cried રોઇ, રડી.
Went out of the room ઓરડાની બહાર ગઈ.
So beautiful આટલી બધી રૂપાળી, આવી રૂપાળી, સુંદર.
So good આવી ભલી-સારી.
She will... you કોઇ બીજા માણસ પાસે તને મારી નંખાવશે.
To-night (ટુ-નાઈટ્) આજ રાતે.
At the foot થડમાં.
Night (નાઇટ) *n.* રાત.
Went in અંદર ગઈ.

તરજુમો.

## પાઠ ૧૩

### સ્નો-વ્હાઇટ (બરફ જેવી સફેદ)

એક વખતે એક રાણી હતી. તે બારી પાસે બેઠી હતી. બહારની બાજુ બાગમાં બરફ હતો. ટેકરી ઉપર તથા શેરીમાં બરફ હતો. ઝુંપડીઓ અને ઝાડો ઉપર બરફ હતો. બધી વસ્તુઓ બરફથી સફેદ થઇ ગઇ હતી.

તેની રાણી પાસે હાથમાં કેટલુંક કપડું તથા સોય હતી. તેના હાથમાંનું કપડું બરફ જેવું સફેદ હતું.

રાણી ન્હાના બાળક માટે ડગલો શીવતી હતી. મારૂં બાળક આ કપડા અને બરફ જેવું સફેદ થાય એમ હું ઇચ્છું છું. અને હું તેનું **સ્નો-વ્હાઇટ** નામ પાડીશ.

કેટલાક દિવસ પછી રાણીને બાળક થયું. તે બાળક બરફ જેવું સફેદ હતું. રાણીએ તેનું નામ **સ્નો-વ્હાઇટ** પાડયું.

પણ રાણી બહુ બીમાર થઇ અને થોડા દિવસ પછી તે મરી ગઇ. સ્નો-વ્હાઇટ જીવતી રહી અને તે ઘણી સુંદર અને ઘણી સુખી હતી.

ત્યાર પછી એક વરસે રાજા બીજી રાણી પરણ્યો. નવી રાણી ઘણી સુંદર હતી પણ તે ભલી સ્ત્રી ન હતી. એક જાદૂગરે આ

રાણીને એક તકતો આપ્યો હતો. તકતો બોલી શકતો હતો. તે રાણીના ઓરડામાં દીવાલ પર હતો. દરરોજ તે કેવી સુંદર છે તે જોવા માટે રાણી તકતામાં જોતી હતી. જ્યારે તે તકતામાં જોતી હતી ત્યારે તે પૂછતી હતી "દીવાલ ઉપરના તકતા, તું મને કહે કે બધા કરતાં વધુ સુંદર કોણ છે ?" તકતો બોલ્યો અને કહ્યું, "રાણી બધા કરતાં સુંદર છે."

વરસો વહી ગયાં. સ્નો-વ્હાઈટ મોટી થઈ અને ન્હાની છોકરી બની. દરરોજ રાણી તકતામાં જોતી અને પૂછતી, "દીવાલ ઉપરના તકતા, મને કહે કે બધા કરતાં સુંદર કોણ છે ?"

અને દરરોજ તકતો બોલતો અને કહેતો, "રાણી સૌથી સુંદર છે ?" વરસો વહી ગયાં અને સ્નો-વ્હાઇટ મોટી થઇ અને સ્ત્રી બની. દર વરસે તે વધારે ને વધારે સુંદર થતી ગઇ. પછી તે એક દિવસે જ્યારે સ્નો-વ્હાઇટ સ્ત્રી થઇ હતી ત્યારે રાણીએ તકતામાં જોયું અને બોલી, "દીવાલ ઉપરના તકતા, મને કહે કે સૌથી વધુ સુંદર કોણ છે ?"

તકતાએ કહ્યું, "સ્નો-વ્હાઈટ સૌ કરતાં વધુ સુંદર છે."

જ્યારે રાણીએ આ સાંભળ્યું ત્યારે તે ઘણી ગુસ્સે થઇ તે બોલી, સ્નો-વ્હાઈટ મારા કરતાં વધારે સુંદર નથી. મારા કરતાં કોઇ પણ વધુ સુંદર નથી.

પછી રાણી પોતાના પલંગ પર બેઠી અને રડી.

એક કલાક પછી રાણી ઓરડાની બહાર આવી. તેણે એક નોકરને બોલાવ્યો અને કહ્યું, "સ્નો-વ્હાઇટને જંગલમાં લઇ જા અને મારી નાખ."

નોકર સ્નો-વ્હાઇટને જંગલમાં લઇ ગયો પરંતુ તેણે તેને મારી નાખી નહિ, કારણ કે તે એટલી બધી ભલી ને સુંદર હતી.

માણસ સ્નો-વ્હાઇટને જંગલમાં લઇ ગયો, પણ તેણે તેને મારી નાખી નહિ. તેણે કહ્યું, "હું તને મારી નાખીશ નહિ, પણ

તું રાજાને ઘેર જઇશ નહિ, કારણ કે રાણી ઘણી ગુસ્સે થઇ છે અને તે તને જોશે. જો તને જોશે તો કોઇ બીજા માણસ પાસે તે તને મારી નખાવશે. અહીંઆં જંગલમાં થોભ અને કેટલાક મિત્રો તને મદદ કરશે. પછી તે ચાલ્યો ગયો.

બિચારી સ્નો-વ્હાઇટ એક ઝાડના થડ આગળ બેઠી અને રડી. પછી તેણે જોયું કે રાત પડવા માંડી છે. તેણે કહ્યું: હું રડીશ નહિ. હું કોઇ ઘર શોધી કહાડીશ કે જ્યાં આજ રાત્રે હું સુઇ શકું. હું અહીંઆં થોભીશ નહિ. રીંછ મને ખાઇ જશે.

તે ઘણે દૂર જંગલમાં ગઇ. પછી તેણે ત્યાં એક ન્હાની ઝુંપડી જોઇ. તેણે ઝુંપડીનું બારણું ઉઘાડયું અને અંદર ગઇ.

તેણે ઝુંપડીમાં શું જોયું ?

## Lesson-14

Seven ( સેવન ) *a.* સાત.
Lowes (લોઝ્ઝ) *n.* રોટલા.
Glasses (ગ્લાસીઝ) *n.* કાચની વાડકીઓ.
Drink (ડ્રીન્ક) *v.* પીવું.
Drank (ડ્રૅન્ક) *v.* પીધું.
Each (ઇચ) *a.* દરેક.
Loaf *n.* રોટલો.
Drunk=Drinkનું ભૂતકૃદંત.
Has Drunk=પીધું છે.
Afraid (અફ્રેડ) બ્હીની
Tolld (ટોલ્ડ) *v.* કહી Tell નો ભૂતકાળ.
Apple (એપલ) *n.* સફરજન.
Box (બૉક્ષ) *n.* દાબડો.
Every one ( ઍવરી વન ) દરેક જણ.
Just (જસ્ટ) તત્કાળ, તુર્ત.
Just as (જસ્ટ ઍઝ)જે વખતે.
Prince (પ્રીન્સ) *n* રાજકુવર, શાહજાદો.
So......that એટલે સુધી...કે
Ever after હમેશ માટે.

## પાઠ-૧૪

## સ્નો-વ્હાઇટ.

સ્નો-વ્હાઇટે ઝુંપડીનું બારણું ઉઘાડયું અને અંદર ગઇ. ઝુંપડીમાં તેણે સાત નાની પથારીઓ જોઇ. ત્યાં એક મેજ હતું અને

તેના પર સાત ન્હાના રોટલા હતા અને સાત ન્હાના કાચના પ્યાલા હતા. તેણે એક રોટલો ખાધો. પછી તેણે કહ્યું, હું થોડુંક પાણી પીવા માગું છું. " તેથી તેણીએ એક પ્યાલામાંથી પાણી પીધું. પછી તે સાતમાંની એક ન્હાની પથારી ઉપર ઉંઘી ગઇ."

ઝુંપડી સાત ન્હાના માણસોનું રહેવાનું ઘર હતું.

જ્યારે રાત પડી ત્યારે સાત ન્હાના માણસો તે ઝુંપડી પર આવ્યા. દરેક ન્હાના માણસને લાંબી દાઢી હતી અને દરેકને આસમાની રંગનો ન્હાનો ડગલો હતો. દરેક માણસ ઝુંપડીમાં આવ્યો અને પોતાનું ન્હાનું ફાનસ ઉપાડયું. પછી દરેક ન્હાનો માણસ હેઠળ બેઠો અને પોતાનો ન્હાનો રોટલો ખાધો, અને પોતાનો ન્હાનો પ્યાલો પાણી પી ગયો.

પણ એક ન્હાના માણસે કહ્યું,

" મારો ન્હાનો રોટલો કોઇ ખાઇ ગયું છે. "

અને બીજા ન્હાના માણસે કહ્યું,

" કોઈ મારો પાણીનો ન્હાનો પ્યાલો પી ગયું છે. "

પછીથી તે સાત ન્હાના માણસો સુવા ગયા, પણ એક ન્હાના માણસે કહ્યું,

" મારી ન્હાની પથારી પર પણ કોઈ સુઈ ગયું છે. "

ન્હાના માણસની પથારી પર સ્નો–વ્હાઇટ સુતી હતી. ત્યાં બધા સાતે ન્હાના માણસો આવીને જોવા મંડયા. તેમણે કહ્યું,

" તેણી બહુ સુંદર છે. "

" તેણી બહુ સુંદર છે. "

" તેણી બહુ સુંદર છે. "

" તેણી બહુ સુંદર છે. "

" તેણી બહુ સુંદર છે. "

" તેણી બહુ સુંદર છે. "

" તેણી બહુ સુંદર છે. "

**સ્નો-વ્હાઈટ** જાગી, અને તેણીએ પોતાની પથારી આગળ લાંબી દાઢી વાળા સાત ન્હાનાં માણસોને ઉભેલા જોયા. તેણી બ્હીની.

પેલા ન્હાના માણસોએ કહ્યું, "બ્હીતી નહિ, અમે તારા મિત્રો છીએ. તું શી રીતે અહીં આવી તે કહે."

સ્નો-વ્હાઇટે કહ્યું, "હું તમને કહીશ." પછી તેણીએ પોતાની વાત કહી બતાવી.

તેમણે કહ્યું, "બ્હીતી નહિ. અહીંઆં અમારી પાસે જ રહે. પણ અમે બહાર ગયા હોઇએ ત્યારે બારણું બંધ રાખવું. બહાર જઈશ ના. જો બહાર જઇશ તો ખરાબ રાણી તને શોધી કાઢશે, પછી તે જાણશે કે તું મરી ગઇ નથી, અને કોઇને તને મારી નાખવા માટે કહેશે.

તેથી સ્નો-વ્હાઇટ નાના સાત માણસો સાથે ઝુંપડીમાં રહી.

થોડા દિવસ પછી સ્નો-વ્હાઇટ બગીચામાં ગઇ. રાણીનો કોઇ એક નોકર જંગલમાં થઇને જતો હતો. તેણે તેને જોઇ. તે ગયો અને રાણીને કહ્યું, "સ્નો-વ્હાઇટ જંગલમાં ઝુંપડીમાં છે." જ્યારે તેને કહેવામાં આવ્યું કે સ્નો-વ્હાઇટ મરી ગઇ નથી ત્યારે રાણી ઘણી ગુસ્સે થઇ.

રાણીએ એક સફરજન લીધું. તેણે સફરજનની લાલ બાજુ તરફ એક કાણું પાડયું, અને કાણામાં થોડો ભૂકો નાખ્યો. પછી તેણે જૂનાં કપડાં પહેર્યા અને ઝુંપડી તરફ જઇ તેણે બૂમ પાડી, "ત્યાં કોઇ છે?"

સ્નો-વ્હાઇટે બારણું ઉઘાડયું અને તેની પાસે બહાર આવી. રાણીએ કહ્યું, "મારી પાસે સુંદર સફરજન છે. મારાં સુંદર સફર-જનમાંથી એક ખા." સ્નો વ્હાઇટે એક સફરજન લીધું અને પૂછ્યું, "તે સારૂં છે?" રાણીએ કહ્યું, "જો, હું સફરજનની સફેદ બાજુ ખાઉં અને તું જાણીશ કે તે સારૂં છે."

સ્નો-વ્હાઇટે સફરજનની લાલ બાજુ ખાધી. જ્યારે ભૂકો તેના મોંઢામાં ગયો કે તે મરીને પડી ગઇ (મૂર્છાવશ થઈ.)

રાણી તેના મકાને પાછી ગઇ. તે તેના ઓરડામાં ગઇ. તેણે તકતામાં જોયું અને કહ્યું, " દીવાલ ઉપરના તકતા, મને કહે સૌથી વધારે સુંદર કોણ છે ?"

તકતો બોલ્યો, " રાણી સૌથી સુંદર છે." ત્યારે રાણીએ જાણ્યું કે સ્નો-વ્હાઇટ મરી ગઇ છે.

નાના માણસો ઝુંપડીએ આવ્યા. જ્યારે તેમણે જોયું કે સ્નો વ્હાઇટ મરી ગઇ છે ત્યારે બીચારા નાના માણસો રડયા. પછી તેમણે સ્નો-વ્હાઇટને કાચની બનાવેલી પેટીમાં મૂકી. તેઓ કાચની પેટી ટેકરી ઉપર લઇ ગયા અને ત્યાં મૂકી, અને કહ્યું " દરેક માણસ જે ઇચ્છાથી જાય છે તે જુએ કે તે કેવી સુંદર હતી."

પછી દરેક નાના માણસે પેટી ઉપર સફેદ ફૂલ ચઢાવ્યાં અને તેઓ ચાલ્યા ગયા.

જ્યારે તેઓ ચાલ્યા જવાની અણી પર હતા ત્યારે એક શાહજાદો આવ્યો. તેણે કાચની પેટી જોઇ અને બોલ્યો, "પેલું શું છે ?" પછી તેણે સ્નો-વ્હાઇટને પેટીમાં જોઇ. તેણે કહ્યું, " તે ઘણી સુંદર હતી. પણ તેને ત્યાં મૂકશો નહિ. મારા પિતાના મકાનના બગીચામાં એક ઓરડો છે. તે બધો સફેદ પત્થરનો બનાવેલો છે.આપણે કાચની પેટી લઇ જઇશું અને સુંદર સફેદ પત્થરના ઓરડામાં તેને મૂકીશું.

પેલા નાના માણસોએ કહ્યું લેઇ જાઓ.

પછી શાહજાદાએ તેના નોકરોને પેટી ઉપાડવાનું કહ્યું. તેમણે પેટી ઉંચકી લીધી. તેજ વખતે એક નોકર નીચે પડી ગયો. પેટી પડી ગઇ, અને સ્નો વ્હાઇટ પેટી સાથે પડી ગઇ. તેના મોઢામાંથી સફરજનનો કકડો બહાર પડી ગયો: તે જાગૃત થઈ અને બેઠી. અને બોલી, " હું કયાં છું ?"

શાહજાદે કહ્યું, " તું મારી સાથે છે. મેં તારા જેવી સુંદર કોઇ જોઇ નથી. મારી સાથે આવો અને મારી રાણી બનો."

શાહજાદો સ્નો વ્હાઇટને પરણ્યો, અને તે તેની રાણી થઇ.

એક માણસ ગયો અને ખરાબ રાણીને આ વાત કહી, જ્યારે તેણે આ સાંભળ્યું ત્યારે તે એટલી બધી ગુસ્સે થઇ કે તે પડી ગઇ અને મરી ગઈ.

સ્નો-વ્હાઇટ જીવી અને ત્યાર પછી ઘણી સુખી ગઇ, અને નાના માણસો દરેક વરસે તેને મળવા આવતા હતા.

## Lesson 15

### The bird, the mouse, and the loaf.

Bird (બર્ડ) *n.* પક્ષી.

Mouse (માઉસ) *n.* ઉંદર.

Loaf (લોફ) *n.* રોટલો.

At the front of ની સામે.

Each side of the door બારણાની દરેક બાજુએ.

Work (વર્ક) *n.* કામ.

Brought (બ્રૉટ) *v.* લાવતું (Bring નો ભૂતકાળ).

Wood (વુડ) *n.* લાકડાં.

Clean (ક્લીન) *adv.* સફાઇ, ચોખ્ખું.

Cook (કુક) *n.* રસોઇઓ.

Magpie (મૅગપાઇ) *n.* એક જાતનું પક્ષી.

To be glad ખુશી થવું.

I am very glad to see you તમને જોઇને હું ઘણો ખુશી થયો છું.

Have to go જવું પડે. જોઇએ

Pot (પૉટ) *n.* વાસણ.

Ready (રેડી) *adv.* તૈયાર.

Set the table ready for food ભોજન માટે મેજ તૈયાર કરવું.

Cleen (ક્લીન) *v.* સાફ કરવું.

Fire (ફાયર) *n.* અગ્નિ, બળતણ.

Nothing (નથીંગ) *adv.* કંઇ નહિ.

Work to do કામ કરવાનું.

Too ( ટુ ) *adv.* ઘણું, બહુ, વળી, પણ.

Too much=ઘણુંજ, અતિશય.

To work=કામ કરવું.

Burn (બર્ન) *v.* બાળવું, બળવું.

Or (ઑર) *Conj.* અથવા નહિતો.

Have eaten=ખાઇ ગયો છું.

| | |
|---|---|
| Have something to eat = કંઇ ખાવાનું લો. | To put out the fire=આગ હોલવવી. |
| On fire=આગમાં | Own (ઓન્) *Pron.*પોતાનું. |
| The house is on fire=ઘર બળે છે. | |

### તરજુમો

### પાઠ–૧૫

## પક્ષી, ઉંદર અને રોટલો.

એક પક્ષી, એક ઉંદર અને એક રોટલો હતાં. તેઓ એક નાના મકાનમાં રહેતાં હતાં. મકાન જંગલની પાસે હતું. મકાનની સામે ફૂલોથી ભરપુર એક બગીચો હતો. બારીમાં ફૂલો હતાં. અને દરવાજાની દરેક બાજુએ નાનું ઝાડ હતું. ઘરનું બધું કામ પક્ષી, ઉંદર, અને રોટલો કરતાં હતાં. દરરોજ પક્ષી જંગલમાં જતું અને લાકડાં લાવતું હતું. ઉંદર નદીમાંથી પાણી લાવતો અને મકાન સાફ કરતો. રોટલો રસોઇઓ હતો. તે ખોરાક રાંધતો અને રોટલી બનાવતો.

તે બધાં ઘણાં સુખી હતાં.

એક દિવસે પક્ષી લાકડાં લેવા માટે જંગલમાં જતું હતું. તેણે ગલીમાં એક મિત્રને જોયો. તે બીજું પક્ષી હતું. બીજા પક્ષીનું નામ મૅગપાઇ હતું.

મૅગપાઇએ કહ્યું, "તમને જોઇને હું ઘણો ખુશ થયો છું. મેં તમને ઘણા દિવસ સુધી જોયા નહોતા. તમે સુખી છો?"

પક્ષીએ કહ્યું, "હું ઘણું સુખી છું, હું સુંદર મકાનમાં રહું છું. હમણાં હું જંગલમાંથી લાકડાં લેવા જઉં છું."

મૅગપાઇએ કહ્યું, "હું જાણતો નહોતો કે તમે નોકર બન્યા છો."

પક્ષીએ કહ્યું, "હું નોકર નથી, હું મિત્રો સાથે રહું છું. ઉંદરભાઈ અને રોટલા ભાઇ મારી સાથે ઘરમાં રહે છે."

મૅંગપાઇએ કહ્યું, "અને તમે ઘરનું બધું કામ કરો છો?"

પક્ષીએ કહ્યું, "ના, રોટલો બ્હેન રસોઇઓ છે. તે ખોરાક રાંધે છે અને રોટલી બનાવે છે. હું જંગલમાંથી લાકડાં લાવું છું અને ઉંદરભાઇ બીજું બધું કામ કરે છે."

મૅંગપાઇએ કહ્યું, "તમે બીજાઓ કરતાં વધારે કામ કરો છો. બીજા કરતાં તમે વધારે કરો તે ન્યાય નથી.

પક્ષીએ કહ્યું, "મકાન જંગલથી દૂર નથી." "પરંતુ કેટલાક દિવસ તમારે બે વખત જવું પડતું હશે" મૅંગપાઇએ કહ્યું.

પક્ષીએ કહ્યું, "હા તેમ છે." અને તેને બીજાઓ કરતાં વધારે કામ કરવું પડે છે તેથી તે ગુસ્સે થયો.

જ્યારે પક્ષી જંગલમાંથી લાકડાં લાવતું હતું ત્યારે ઉંદરે નદીમાંથી પાણી આણ્યું, વાસણમાં પાણી ભર્યું, બધાં ફૂલો ઉપર પાણી છાંટયું. જમવા માટે મેજ તૈયાર કર્યું. ઓરડાઓ સાફ કર્યા. બારીઓ સાફ કરી. બધાં વાસણ અને પેટીઓ સાફ કર્યા. અને બધી વસ્તુઓ સાફ કરી.

રોટલાએ ખોરાક લીધો. તે તૈયાર કર્યો. અગ્નિ ઉપર વાસણ મૂક્યું, પાણી ગરમ કર્યું અને ખોરાક બનાવ્યો.

પક્ષી ઘેર આવ્યું. તેણે લાકડાં ફેંક્યાં અને મેજ પાસે નીચે બેઠું. તે ઉંદર સાથે કે રોટલા સાથે બોલ્યું નહિ.

રોટલાએ કહ્યું, "બિચારૂં પક્ષી માંદું છે અથવા તે ગુસ્સે થયું છે. પક્ષીભાઈ! તમે શાથી ગુસ્સે થયા છો?"

પક્ષી કંઇ બોલ્યું નહિ.

રોટલાએ ખોરાક આણ્યો અને મેજ ઉપર મૂક્યો. ઉંદરે કહ્યું. "આ ઘણી સારી રોટલી છે. રોટલો બહુ સરસ રોટલી બનાવે છે."

પક્ષી બોલ્યું નહિ.

ઉંદરે કહ્યું, "પક્ષીભાઇ, બગીચામાં ઘણું કામ કરવાનું છે. તમે મને બગીચામાં મદદ કરશો?" પક્ષીએ કહ્યું, "હું તમને બગીચામાં મદદ નહિ કરૂં અથવા બીજુ કામ નહિ કરૂં. હું ઘણું કામ કરૂં છું. હું આખો દિવસ કામ કરૂં છું. હું ઘરમાં બધું કામ કરૂં છું."

રોટલો બોલ્યો, "ઉંદર ઘર સાફ કરે છે. અને હું ખોરાક રાંધું છું. અમે કરીએ છીએ તેના કરતાં તમે વધારે કામ કરતા નથી."

પક્ષીએ કહ્યું, "એ કામ નથી, તમે ઘરમાં બેસો છો અને નાની વસ્તુઓ કરો છો. પણ હું જંગલમાં દૂર જઉં છું અને આ મોટા લાકડાના કકડા મેળવું છું. અને અહીંઆં લાવું છું.

રોટલાએ કહ્યું, "હવેથી હું જંગલમાં જઇશ અને લાકડાં લાવીશ, અને ઉંદર ખોરાક રાંધશે. તમે ઘર સાફ કરજો, પછી તમે અતિશય કામ નહિ કરો. હું જંગલમાં જવાથી ખુશી થઇશ. હું ત્યાં કદી ગયો નથી."

તેથી બીજે દિવસે રોટલો જંગલમાં લાકડાં લાવવા માટે ગયો. ઉંદર ખોરાક પકાવવા બેઠો: અને પક્ષી નદીમાંથી પાણી લેવા ગયું.

પક્ષીએ પોતાના પગ વડે વાસણ લીધું: અને પાણી લેવા બહાર ગયું. તે નદીએ આવ્યું અને પાણીમાં વાસણ બોળ્યું. જ્યારે વાસણ પાણીથી ભરાઇ ગયું ત્યારે તેણે તેને એક પગે લીધું. પણ વાસણ ઘણું મોટું હતું. પછી તેણે બીજા પગ વડે તેને લીધું. પણ વાસણ પડી ગયું. પછી તેણે બીજું વાસણ લીધું અને પાણી લાવ્યું.

ઉંદર રસોઈ કરવા ગયો. તેણે વાસણ અગ્નિ ઉપર મૂક્યું. પણ તેણે પોતાનો પગ અગ્નિમાં મૂકયો. અગ્નિએ તેનો પગ બાળ્યો અને તે રડયો. પણ તેણે ખોરાક તૈયાર કર્યો. પક્ષી નદીથી પાછું આવ્યું. ઉંદર ગુસ્સે થયો હતો કારણ કે તેનો પગ બાળ્યો હતો. પક્ષી ગુસ્સે

થયું હતું કારણ કે વાસણ પડી ગયું હતું અને રોટલાભાઇ જંગલમાંથી પાછા આવ્યા નહોતા.

ઉંદરે કહ્યું, " આપણે રોટલાભાઈ માટે રાહ જોઇશું ? અથવા આપણે આપણો ખોરાક ખાઇશું ?"

પક્ષીએ કહ્યું, " આપણે થોડો વખત થોભીશું."

તેઓએ એક કલાક માટે રાહ જોઇ. રોટલાભાઈ આવ્યા નહિ. તેઓએ બે કલાક રાહ જોઈ. રોટલાભાઈ આવ્યા નહિ. ત્યારે પક્ષીએ કહ્યું, " હું જગલમાં જઇશ અને લાકડાં લાવીશ અને રોટલાભાઇને ઘેર આવવાનું કહીશ."

તેથી પક્ષી ગલીમાંથી નીચે જંગલમાં ગયું. તેણે શેરીમાં લાકડાના કેટલાક કડકા જોયા. પણ તેણે રોટલાભાઇને જોયા નહિ. તે જંગલમાં નહોતા; તે શેરીમાં નહોતા. પછી તેણે લાકડાના કકડા પાસે બેઠેલું એક વરૂ જોયું.

પક્ષીએ પૂછ્યું, "વરૂભાઇ, તમે રોટલાભાઈને આજ જોયા છે?"

વરૂએ કહ્યું, " આ રોટલાભાઈનાં લાકડાં છે." પક્ષીએ પૂછ્યું, " પણ રોટલાભાઇ કયાં છે ?"

" તે અહીંઆં હતા." વરૂએ કહ્યું.

" તે હવે કયાં છે " પક્ષીએ પૂછ્યું.

" તે હમણાં અહીં છે." વરૂએ કહ્યું.

" હું તેને જોતો નથી " પક્ષીએ કહ્યું.

" તે મારી અંદરની બાજુએ છે." વરૂએ કહ્યું. " હું તેને ખાઇ ગયો છું."

" તો તમે ઘણા ખરાબ વરૂ છો !" પક્ષીએ કહ્યું. " રોટલાભાઇ ઘણા સરસ રસોઇયા હતા. અને હવે તેને તમે ખાઇ ગયા."

વરૂએ કહ્યું, " રોટલાભાઇએ જંગલમાં જવું જોઇએ નહિ. રોટલાઓએ ઘરમાં રહેવું જોઇએ. જતા રહો, નહિ તો હું તમને પણ ખાઈ જઇશ."

પક્ષીએ લાકડાં લીધાં અને તે ઘેર ગયું. તે રડતું હતું. જ્યારે સાંભળ્યું કે રોટલાભાઈ મરી ગયા છે ત્યારે ઉંદર પણ રડયો.

પછી ઉંદરે કહ્યું, "હું આજે ખાઈ શકીશ નહિ, પણ તમારે હમણાં ખોરાકની જરૂર છે? હું જઈશ અને તૈયાર કરીશ."

વાસણ ઘણું મોટું વાસણ હતું. ઉંદર ઘણો નાનો ઉંદર હતો. તે અગ્નિ ઉપરથી વાસણ નીચે ઉતારી શકયો નહિ. તે વાસણમાં પડયો અને મરી ગયો.

પક્ષી મેજ તૈયાર કરવા ગયો. તેણે મેજ તૈયાર કર્યું, અને રાહ જોઈ. પછી તેણે બૂમ પાડી, "ઉંદરભાઈ, ઉંદરભાઈ, જરૂર આવો અને કંઈક ખાવાનું લ્યો."

તેણે કહ્યું, 'ઉંદરભાઈ, જો ખાવાનું તૈયાર ન હોય તો આપણે રોટલી ખાઈશું."

પણ તેણે કંઈ સાંભળ્યું નહિ.

પછી તે બીજી ઓરડીમાં ગયો. તે ઉંદરને જોઈ શકયો નહિ. તે અગ્નિ ઉપરના વાસણ પાસે ગયો અને ત્યાં તેણે જોયું કે બીચારો ઉંદર મરી ગયો છે.

એક સળગતો લાકડાનો કડકો અગ્નિમાંથી બહાર પડયો, "મકાનમાં આગ લાગી." પક્ષીએ કહ્યું, "તે બધું બળી જશે." તે આગ બુજાવવા માટે પાણી લેવા નદીએ ગયો. પણ નદીમાં પડયો અને અને તે પણ મરી ગયો.

અને ઘર પણ બળી ગયું.

જો તમે તમારૂં કામ ન કરો પણ બીજાનું કામ કરવાની ઇચ્છા કરો તો પરિણામ આવું થાય છે. આપણે દરેકે આપણું પોતાનું કામ કરવું જોઈએ અને પછી આપણે બધાં સુખી થઈશું.

---

# Lesson 16

## Jack and the Bean Plant.

Whose ( હુઝ ) *Pron.* જેનું (whoની છઠ્ઠી વિભક્તિ)
Cow (કાઉ) *n.* ગાય.
Milk (મીલ્ક) *n.* દૂધ.
Sell (સેલ) *v.* વેચવું.
Sold (સોલ્ડ) *v.* વેચ્યું, વેચતાં (Sellનો ભૂતકાળ).
Which (વીચ ) *Pron.* જે.
But (બટ્ ) *Prep.* સિવાય.
Could Sell=વેચી શકે.
Which ?=કયું.
Leading the cow = ગાયને દોરીને.
Whose=કોની
Beans (બીન્સ ) *n.* શીંગો.
Like (લાઇક્) જેવી, જેવાં.
Looked like gold = સોના જેવી દેખાતી હતી.
Soon (સુન) *adv.* જલદી.
Cried = બુમ પાડી ઉઠી, બોલી ઉઠી.
At all=જરા પણ.
Next (નૅક્સ્ટ) *a.* બીજો.
Good for nothing=નકામા.
Sad ( સૅડ્ ) *adv.* દિલગીર, નારાજ, ઉદાસ.
Plant(પ્લાન્ટ )*n.* છોડવો.રોપો.
Top (ટૉપ્ ) *n.* છેડો, ટોચ.
Sky (સ્કાય ) *n.* આકાશ.
Lookd little=નાનું દેખાયું.

## પાઠ ૧૬ મો

## જેક અને શીંગનો છોડવો.

એક ગરીબ સ્ત્રી હતી, તેને એક છોકરો હતો જેનું નામ જૅક હતું. જૅકને બાપ નહોતોઃ એક રાક્ષસે તેને મારી નાખ્યો હતો. જેકની મા પાસે એક ગાય હતી, જેનું દૂધ તે વેચતી હતી. દૂધના પૈસા જે મળતા તે સિવાય તેમની પાસે પૈસા નહોતા.

એક દિવસે ગાયે વધારે દૂધ આપ્યું નહિ, જેથી તેમની પાસે દુધ નહોતું કે જે તેઓ વેચી શકે. અને તેમની પાસે પૈસા નહોતા કે જે વડે તે ખોરાક મેળવે. પછી સ્ત્રી બોલી, " આપણે શું વેચીશું,

મકાન કે ગાય ? આપણે ગાય વેચીશું અને ગાયના જે પૈસા મળશે તેનું ખેતર લઇશું." તેણે જેકને બોલાવ્યો અને કહ્યું, "ગાય લઇ જા અને તેને વેચી આવ; ઘણી સારી ગાય છે. તેના ઘણા થોડા પૈસા લઇશ નહિ."

તેથી જૅકે ગાય લીધી અને શેરીમાં ગાય દોરીને ગયો.

જેવો તે શેરીમાં ગયો તેવોજ તેણે એક માણસને જોયો.

માણસ ઉભો રહ્યો અને રાહ જોવા લાગ્યો. અને જ્યારે જેક નજીક આવ્યો ત્યારે તેણે કહ્યું, " તે સારી ગાય છે. તે કોની ગાય છે. ?" જેકે કહ્યું, "મારી માની ગાય છે." માણસે પૂછ્યું, " ગાય સાથે તમે કયાં જાઓ છો ?" " હું ગાય વેચવા લઇ જાઉં છું. " જેકે કહ્યું.

માણસે કહ્યું, " તમે મને ગાય વેચશો ?"

જૅકે પૂછ્યું, " તમે તેનું મને શું આપશો ?"

માણસે કહ્યું, " હું તમને કેટલીક શીંગો આપીશ ? "

જૅકે કહ્યું, "મારે શીંગો જોઇતી નથી. મારે પૈસા જોઇએ છીએ."

માણસે કહ્યું, મારી પાસે પૈસા નથી, પરંતુ મારી પાસે ઘણી સારી શીંગો છે."

જૅકે કહ્યું, " જો મને શીંગો મળે તો શીંગોને પૈસા માટે હું વેચી શકું " તેથી તેણે પૂછ્યું.

" તમે મને ગાયની કેટલી શીંગો આપશો ? "

માણસે હાથમાં ૭ શીંગો બતાવી. તેણે કહ્યું, " જો, મારી પાસે આ ૭ શીંગો છે. તે ઘણી સુંદર શીંગો છે. " તેણે જૅકના હાથમાં તે મૂકી.

જૅકે તેના જેવી શીંગો જોઇ નહોતી. તે ઘણી સુંદર હતી. તે સોના જેવી દેખાતી હતી. તેણે કહ્યું, " હું તમને આ શીંગો માટે ગાય વેચીશ. મને શીંગો આપો અને ગાય લઇ જાઓ."

તેથી માણસે જૅકને શીંગો આપી, અને ગાય લઇ ગયો. જૅક હાથમાં છ શીંગો લઇને ઘેર ગયો.

જેકની મા બગીચામાં કામ કરતી હતી. તેણે ઉંચું જોયું અને કહ્યું, " તું બહુ જલદી પાછો આવ્યો, આટલો જલ્દી કેમ પાછો આવ્યો ? "

તેઓ ઘરમાં ગયાં.

જેકે કહ્યું, " મેં ગાય વેચી દીધી છે. "

તેની માએ પૂછ્યું, " તેના તને ઘણા પૈસા મળ્યા ? "

જેકે કહ્યું, મેં પૈસા માટે ગાય વેચી નથી. પણ તેની મને ઘણી સારી વસ્તુઓ મળી છે. જુઓ.

અને જેકે તેની માને શીંગો દેખાડી.

તેની માએ કહ્યું, " આ શું છે ? "

જેકે કહ્યું, " શીંગો. "

તેની માએ કહ્યું, " કેની શીંગો. "

જેકે કહ્યું, " શીંગો જે મને ગાય માટે મળી છે તે. "

" શીંગો " તે બોલી ઉઠી. " શીંગો, મારી સુંદર ગાયની છ શીંગો ? "

તે ઘણી ગુસ્સે થઈ. તે બોલી ઉઠી, " મેં તેના જેવું કંઇ સાંભળ્યું નથી !' તમે મારી સુંદર ગાયની છ શીંગો લીધી. આપણે આ શીંગોના પૈસા નહીં મેળવી શકીએ. આપણી પાસે બિલકુલ પૈસા નથી, અને આપણે ખાવા માટે બિલકુલ ખોરાક નથી. તમે શું કર્યું છે તે તમને જલદી ખબર પડશે, કારણ કે આજ રાત્રે ખાવા માટે તમને કંઇ મળશે નહિ. અથવા કાલને માટે, અથવા તેના બીજા દિવસને માટે કે તેના બીજા દિવસને માટે ખોરાક નહીં હોય.

તેણે બારીમાંથી શીંગો ફેંકી દીધી. તેણી બોલી ઉઠી, "તમારી નકામી શીંગોને હું આ પ્રમાણે કરૂં, હે નકામા છોકરા ! સુઇ જા. "

જેક સુઈ ગયો. તે દિલગીર હતો. કારણ કે તેણે તેની માને ગુસ્સે કરી હતી. તે દિલગીર હતો કારણ કે તેને ખાવાને ખોરાક નહોતો. તે દિલગીર હતો કારણ કે તેની સુંદર ગાય જતી હતી તે થોડું રડયો. પણ તે જલદી ઉંઘી ગયો.

બીજે દિવસે જ્યારે તે જાગ્યો, ત્યારે જેક બોલ્યો,

" હું પેલી સોનેરી શીંગો શોધી કાઢીશ, મારી માએ તે બગીચામાં ફેંકી દીધી છે."

તે બારી પાસે ગયો અને બગીચામાં જોવા લાગ્યો.

એ શીંગોનો મોટો છોડવો ઉગ્યો હતો. છોડવો ઉંચો ને ઉંચો વધતો હતો. છોડવાની ટોચ આકાશમાં ઉંચે દૂર સુધી વધી હતી. જૅક ટોચ જોઈ શકયો નહીં.

તેણે કહ્યું. " હું છોડવાની ટોચ સુધી ઉંચે જઇશ. હું જોવા ઈચ્છુ છું કે આકાશમાં શું છે."

તેથી જૅક શીંગના છોડવા ઉપર ગયો. તે ઉંચે ને ઉચે ગયો. તેણે નીચે જોયું અને ઝાડની ટોચો તથા ઘરોની લાલ ટોચો જોઈ. તેણે તેની માનું ઘર જોયું. તે ઘણું જ નાનું દેખાયું કારણ કે તે ઘણો ઉંચો આકાશમાં હતો. પરંતુ તે શીંગોના છોડવાની ટોચે ગયો નહોતો.

તે ઉંચે ને ઉંચે ગયો અને પછી તે ટોચ પાસે આકાશમાં આવ્યો. તે આકાશમાં ઉંચે હતો.

( જૅકે આકાશમાં શું જોયું ? )

## Lesson 17

## Jack and the Bean Plant.

In front of ની સામે.
Road (રોડ) *n.* રસ્તો.
Along(ઍલોન્ગ)*adv.*આગળથી.
Went along the road: રસ્તે રસ્તે ગયો.
Think (થીંક) *v.* ધારવું.
Thought (થૉટ) *v.* ધાર્યું, વિચાર કર્યો. ( Think નો ભૂતકાળ ).
Come with me મારી સાથે આવો.
Body (બૉડી) *n.* શરીર.
Dead cow મરેલી ગાય.
This way and that way, આ તરફ અને તે તરફ, આમ તેમ.
Smell (સ્મેલ) *v.* વાસ આવવી.
Smell (સ્મેલ) *n.* વાસ.
Be (બી) *v.* હોવું, થવું.
Alive (ઍલાઇવ) *a.* જીવતું, જીવતો, જીવતી.
Be he alive તે જીવતો હોય.
Be he dead તે મરેલો હોય.
Fat (ફૅટ) *a.* જાડો.
Again (અગેન્) *adv.* ફરીથી.
Morning (મૉર્નીંગ) *n.* સવાર, પ્રભાત.
He got out of the bed તે પથારીમાંથી ઉઠયો.
Was ofraid બીન્યો હતો, ડર્યો હતો.
For કારણ કે.
Began (બીગેન્) *v.* શરૂ કર્યું. (Begin નો ભૂતકાળ).
Jast than તે જ વખતે
Lay (લે) *v.* મૂકવું.
Lay eggs ઈંડાં મૂકવાં.
Begin (બીગીન્) *v.* શરૂ કરવું, શરૂ કરો.
Laid (લેઇડ) *v.* મૂક્યાં. (Lay નો ભૂતકાળ).
Laid eggs ઈંડાં મૂક્યાં.
Leid head માથું મૂક્યું.
Fell asleep ઉંઘી ગયો.
Ly ક્રિયાવિશેષણ બનાવવાનો પ્રત્યય છે.
Ruickly જલદીથી.
Bravely બહાદુરીથી.
Sadly દિલગીરીથી.
Happily સુખથી.

## તરજુમો.

### પાઠ-૧૭.

### જૅક અને શીંગનો છોડવો.

જેકની સામે રસ્તો હતો. જૅક રસ્તે રસ્તે ગયો અને એક મોટા મકાન પાસે આવ્યો. જ્યારે તે સુતો ત્યારે તેણે ખાધું નહોતું, અને જયારે તે જાગૃત થયો ત્યારે તેણે ખાધું નહોતું, તેથી તેને ખાવા માટે થોડા ખોરાકની જરૂર હતી. તેણે કહ્યું, " હું ધારૂં છું કે આ મોટા ઘર આગળ તેઓ મને ખાવાનું આપશે. " તેથી તે મકાનના દરવાજા આગળ ગયો અને બૂમ પાડી. એક મોટી ઘરડી ડોશીએ બારણું ઉઘાડયું. જૅકે વિચાર કર્યો, " (આ) સારી સ્ત્રી દેખાતી નથી."

ડોશીએ કહ્યું, " શું જોઇએ છે ?"

જૅકે કહ્યું, " મારે થોડો ખોરાક જોઇએ છે. " ઘરડી સ્ત્રીએ કહ્યું, " મારી સાથે આવ, અને હું તને કંઇક ખાવાનું આપીશ. "

" જૅકે વિચાર્યું, " તેણી મને પકડવા ચાહે છે, પણ હું તેની સાથે જઇશ અને જોઇશ કે ઘરમાં શું છે. "

તેથી તે ઘરડી સ્ત્રી સાથે મકાનમાં ગયો.

તેણીએ તેને ખાવા માટે થોડી રોટલી આપી અને પીવા માટે થોડું દુધ આપ્યું.

પછી તેણે તેને એક નાની ઓરડીમાં પૂર્યો અને કહ્યું, " મારો ધણી રાક્ષસ છે. તે હમણાં આવે છે. જો તું પેલી નાની ઓરડીની બહાર જઇશ તો તે તને મારી નાખશે."

પછી તેણે બારણું બંધ કર્યું. પણ બારણામાં એક નાનું કાણું હતું. તેથી જૅક બહાર જોઇ શકતો હતો.

રાક્ષસ ઘરમાં આવ્યો. તે ઘણો મોટો હતો. તેની પાસે એક હાથમાં મરેલી ગાયનું શરીર અને બીજા હાથમાં ઝાડ હતાં. તે ઓરડીમાં આવ્યો. તેણે આમ તેમ જોયું. પછી તે બોલ્યો.

"મને નાના છોકરાની વાસ આવે છે. તે જીવતો હોય કે મરેલો હોય, હું તેનું શરીર મારી રોટલી સાથે ખાઇશ.

રાક્ષસની સ્ત્રીએ કહ્યું, "પેલી ઓરડીમાં નાનો છોકરો છે. હું જે કહું છું તે તે ન સાંભળે એમ ઇચ્છું છું. તેને આજ ખાશો નહિ. તે હમણાં જાડો નથી. પણ બે કે ત્રણ દિવસ પછી તે જાડો થશે, અને પછી હું તેને તમારે માટે રાંધીશ. પછી રાક્ષસ મેજ પાસે બેઠો. તેની સ્ત્રી ખોરાક લાવી અને મેજ ઉપર મૂકયો, અને રાક્ષસ તે ખાઇ ગયો. જ્યારે તે ખાઇ રહ્યો ત્યારે તે બોલ્યો, "મારા પૈસા મારી પાસે લાવો." તે સોનાથી ભરેલી બે પેટીઓ લાવી. અને તેની પાસે મેજ પર મૂકી. તેણે એક પેટી ઉઘાડી અને તેમાં કેટલું સોનું છે તે જોયું. પછી તેણે પોતાની આંખો બંધ કરી, અને બહુ જલદી રાક્ષસ ઉંઘી ગયો. રાક્ષસની સ્ત્રી પણ જલદી ઉંઘી ગઇ.

જ્યારે રાક્ષસ અને તેની સ્ત્રી ઉંઘી ગયાં હતાં (જ્યારે) જૅક નાની ઓરડીનું બારણું ઉઘાડયું અને બહાર આવ્યો. તે રાક્ષસના મેજ પાસે ગયો કે તરત જ તેણે એક સોનાની પેટી ઉપાડી, પછી તે બારણા બહાર ગયો અને રસ્તે રસ્તે દોડયો. તે શીંગના ઝાડની ટોચ આગળ આવ્યો. તેણે પેટી નીચે ફેંકી. પછી તે ઝાડની નીચે ઉતર્યો. પેટી શીંગના ઝાડના થડ પાસે પડી હતી. તેણે તે લીધી અને ઘરમાં ગયો. તેની મા મેજ પાસે કામ કરતી હતી તેણે પેટી મેજ ઉપર મૂકી અને ઉઘાડી અને કહ્યું, "મા, જુઓ, મારી શીંગોએ આપણે માટે આણેલી વસ્તુઓમાંની એક આ છે. અને તે જલદી બીજી વસ્તુઓ પણ લાવશે."

છ દિવસ ચાલ્યા ગયા. પછી જૅકે વિચાર કર્યો. "હું શીંગના ઝાડ ઉપર ફરીથી જઇશ."

બીજે દિવસે તે પથારીમાંથી ઉઠયો. તે શીંગના ઝાડ પર ફરીથી ચઢયો. તે ફરીથી મોટા રસ્તા ઉપર આવ્યો. તે રસ્તે તે ચાલ્યો, અને મોટા મકાન પાસે આવ્યો. તેણે બૂમ પાડી. રાક્ષસની

સ્ત્રીએ બારણું ઉઘાડ્યું. જ્યારે તેણે તેને જોયો ત્યારે તેણે કહ્યું, “ અંદર આવ, નાના છોકરા, મકાનમાં આવ.” પણ જૅક બીનો હતો, તેણે વિચાર કર્યો, “ ના, હું તેની સાથે અંદર જઇશ નહિ, કારણ કે તે મને પકડવા ચાહે છે, તે મને નાની ઓરડીમાં પૂરશે, અને તે બારણાં બંધ કરશે. જેથી હું બહાર જઇ શકું નહિ. પછી જ્યારે હું જાડો થાઉં (ત્યારે) તે રાક્ષસ માટે મને રાંધશે.” તેથી તે નાશી ગયો અને છુપાઇ ગયો.

જૅક રાક્ષસના મકાન પાસે થોભ્યો. થોડા વખતમાં તેણે રાક્ષસની સ્ત્રીને બગીચામાં જતી જોઈ. કારણ કે સવાર થઇ હતી અને તેને બગીચામાં કામ કરવાનું હતું. જ્યારે તેણે રાક્ષસની સ્ત્રીને બગીચામાં જતી જોઇ ત્યારે જૅકે મકાનનું બારણું ઉઘાડયું અને અંદર ગયો. ઓરડામાં મોટી પેટી હતી. જૅક પેટીમાં છુપાઇ ગયો.

એક કલાક પછી રાક્ષસની સ્ત્રી ઓરડામાં આવી અને રાક્ષસનો ખોરાક રાંધવા મંડી. જૅક પેટીની બહાર જવા ચાહતો હતો કારણ કે સવારમાં ગરમી હતી અને પેટી મોટી નહોતી. પરંતુ એટલામાં રાક્ષસ ઓરડામાં આવ્યો.

રાક્ષસે આમતેમ જોયું, પછી કહ્યું. “ મને નાના છોકરાની વાસ આવે છે. તે જીવતો હોય કે મરેલો હોય, હું મારી રોટલી સાથે તેના શરીરને ખાઇશ.”

રાક્ષસની સ્ત્રીએ કહ્યું, “ એક નાનો છોકરો મકાનપર આવ્યો હતો. હું તમારે માટે તેને પકડવા ઇચ્છતી હતી પણ તે દોડી ગયો.”

“ મને નાના છોકરાની વાસ આવે છે.” રાક્ષસે કહ્યું અને તે અહીં તહીં જોવા લાગ્યો પણ તે જેકને શોધી શકયો નહિ. તેણે નાની ઓરડીમાં જોયું પણ જેક ત્યાં નહોતો. પછી રાક્ષસની સ્ત્રીએ મેજ પર ખાણું પીરસ્યું અને રાક્ષસે ખાવાનું શરૂ કર્યું,

જ્યારે રાક્ષસ ખાઇ રહ્યો ત્યારે તેણે કહ્યું, “ મરઘી જે સોનાનાં ઇંડાં મૂકે છે તે લાવો.” રાક્ષસની સ્ત્રી મરઘી લાવી અને તેને મેજ પર મૂકી.

રાક્ષસે કહ્યું, "શરૂ કરો."

મરઘીએ સોનાનું ઇંડું મૂકયું.

રાક્ષસે કહ્યું, "ફરીથી મૂક."

મરઘીએ બીજું સોનાનું ઇંડું મૂકયું. તેણે કહ્યું, ફરીથી મૂક. અને મરઘીએ બીજું સોનાનું ઇંડું મૂકયું. પછી રાક્ષસ અને તેની સ્ત્રીએ ઉંઘવાનું શરૂ કર્યું.

રાક્ષસે જલદીથી પોતાનું માથું મેજ ઉપર મૂકયું, અને ઉંઘી ગયો, અને તેની સ્ત્રી પણ જલદી ઉંઘી ગઈ.

જેક પેટીમાંથી બહાર નીકળ્યો. મરઘી મેજ ઉપર હતી. જેવો જેક મેજ પાસે ગયો તેવો જ તેણે મરઘી લીધી અને ઘરની બહાર નાશી ગયો.

પણ મરઘીએ બુમો પાડવાની શરૂ કરી. "રાક્ષસ, રાક્ષસ, દોડો, દોડો, એક નાનો છોકરો મને લઇને નાસી જાય છે.

રાક્ષસ જાગ્યો અને જેકની પાછળ દોડવાનું શરૂ કર્યું. જેક દોડયો અને જલદી શીંગના છોડવાની ટોચ પાસે આવ્યો. તે તેની નીચે ઉતર્યો. રાક્ષસ મોટો હતો અને એટલી જલદીથી નીચે જઇ શકયો નહિ. જેક એની માના બગીચામાં આવ્યો. તેણે તેની માને બોલાવી અને કહ્યું, "જલદી, જલદી કુહાડી લાવ." તેની મા જલદી દોડી અને કુહાડી લાવી.

રાક્ષસ શીંગના છોડવાની નીચે ઉતરતો હતો. જેકની માએ કુહાડીથી બહાદુરીથી છોડવાના મૂળમાં ઘા કર્યો. બધો છોડ નીચે પડયો. રાક્ષસ તેની સાથે પડયો. તે બગીચામાં પડયો અને મરાયો.

જૅકની માએ રાક્ષસ જોયો અને તે દિલગીરીથી બોલી, "આ તે જ રાક્ષસ છે જેણે તારા બાપને મારી નાખ્યો હતો."

જૅક અને તેની મા પૈસાદાર થયાં અને હમેશ માટે ખુશથી રહ્યાં.

# Lesson-18

## Dick and his cat.

Heard ( હર્ડ ) *v.* સાંભળ્યું (Hearનો ભૂતકાળ).

London (લંડન) *n.* ઇંગ્લંડની રાજધાનીનું શહેર.

City (સીટી) *n.* શહેર.

Covered (કવર્ડ) ઢંકાયલી.

Are covered with gold–સોનાથી ઢંકાયલી છે.

Cart (કાર્ટ) *n.* ગાડું, ખટારો.

At the side of–ની બાજુએ.

Got on–ઉપર બેઠો.

Hundreds ( હન્ડ્રેડસ્ ) *a.* સેંકડો.

Every where – બધે ઠેકાણે, દરેક ઠેકાણે.

Over (ઑવર) *Prep.* ઉપર

Cold (કોલ્ડ) ઠંડું.

Would dii–મરી જશે.

Alight–દીવો.

Even (ઇવન્) *adv.* પણ.

Now (નાઉ) *adv.* હવે.

Named (નેમ્ડ્) *a.* નામે.

Stay (સ્ટે) *v.* રહેવું.

Slayed–રહ્યો.

Kind (કાઇન્ડ) *n.* માયાળું.

Always ( ઑલ્વેઝ્ ) *adv.* હમેશાં.

To call Bad names–ગાળો દેવી.

Bad (બૅડ્) *a.* ખરાબ.

Face (ફેસ ) *n.* મ્હોડું, ચહેરો.

Mice (માઇસ) *n.* ઉંદરો.

Mouse (માઉસ) *n.* ઉંદર.

Love (લવ) *v.* પ્રેમ કરવો. સ્નેહ કરવો.

Love (લવ) *n.* પ્રેમ.

Loved–પ્રેમ હતો. ચાહતો હતો.

Small ( સ્મોલ્ ) *a.* નાનો–નાની–નાનું.

Cat (કૅટ્ ) *n.* બીલાડી.

Un ( અન્ ) નકાર બતાવવા માટે વપરાય છે.

Un-kind–નિર્દય.

Ugly ( અગલી ) *a.* કદરૂપો–પી–પું.

Nice (નાઇસ ) *a.* સુંદર.

## તરજુમો.

### પાઠ–૧૮

### ડિક અને તેની બિલાડી

એક ડિક નામનો છોકરો હતો. તે ઘણો ગરીબ હતો. તેની મા તથા બાપ મરી ગયાં હતાં અને તેને મદદ કરવાને કોઇ મિત્ર નહોતો.

એક દિવસે તેણે કેટલાક માણસોને બોલતાં સાંભળ્યાં. એક માણસે કહ્યું, "હું લંડન જઇશ. કારણ કે લંડન મોટું શહેર છે અને તેની પોળો સોનાથી ઢંકાયલી છે. લંડનમાં દરેક માણસ ઘણો પૈસાદાર છે."

પછી ડિકે કહ્યું, "હું લંડન જઇશ અને પૈસાદાર થઇશ." ત્યાર પછી કેટલેક દિવસે ડિકે રસ્તાની એક બાજુએ ગાડી જોઇ. તેણે ગાડી ઉપર જે માણસ હતો તેને પૂછ્યું, "તમે ક્યાં જાઓ છો ?" માણસે કહ્યું, "હું લંડન જાઉં છું." ડિકે પૂછ્યું, "મને તમારી સાથે તમે લંડન લઇ જશો ?" માણસે કહ્યું "હું લઇ જઇશ."

તેથી ડિક ગાડી ઉપર બેસી ગયો, અને લંડન ગયો.

જ્યારે ડિક લંડન આવ્યો ત્યારે તેણે જોયું કે પોળો સોનાની બનાવેલી નહોતી. બીજી પોળોની માફક તે પથરાની બનાવેલી હતી. પણ ત્યાં ઘણાં જ ઘર હતાં. પોળોની બાજુએ ઘરો હતાં. સેંકડો અને સેંકડો ઘરો, ઘરો આ બાજુએ અને ઘરો તે બાજુએઃ સેંકડો ઘરો દરેક જગાએ. ડિક નીચે ઉતર્યો, અને માણસ અને ગાડી જતાં રહ્યાં.

ડિક પોળમાં ઉભો રહ્યો. તેને જવાને કોઇ ઘર નહોતું. ખાવાને ખોરાક નહોતો, અને કોઇ મિત્ર નહોતો.

પછી બરફ પડવા લાગ્યો. બરફ ઘણો જલદી પડવા લાગ્યો. થોડી વારમાં દરેક વસ્તુ ઉપર બરફ થઇ ગયો. પોળો અને મકાનો બરફથી ઢંકાઈ ગયાં. થોડીવારમાં તે સફેદ થયાં. તે સુંદર દેખાયાં

પણ ઠંડી ઘણી હતી. બીચારો ડિક બરફથી ઢંકાઇ ગયો હતો. તે એટલો બધો ઠંડો થઇ ગયો હતો કે તેણે ધાર્યું કે તે મરી જશે.

રાત્રી પડવા લાગી હતી. મકાનની બારીમાં એક દીવો હતો.

ડિક તે તરફ ગયો. અને બારણા પાસે ઉભો રહ્યો. પછી તે પત્થર ઉપર ઉભો રહ્યો. એટલી વારમાં બારણું ઉઘડયું અને એક નોકરે બહાર જોયું. તેણીએ ડિકને ત્યાં બેઠેલો જોયો. તે બોલી, "ચાલ્યો જા, હે નકામા છોકરા! ત્યાં શું કરે છે?" ડિક એટલો બધો ઠંડો થઇ ગયો હતો કે તે ઉભો પણ થઈ શકયો નહિ. નોકરાણી ગુસ્સે થઇ તેણે ફરીથી બુમ પાડી. "જતો રહે." પછી તે ઠંડા પાણીનું વાસણ લાવી અને ડિક ઉપર ફેંકયું. બીચારો ડિક એટલો બધો ઠંડો હતો કે તે રડી પણ શકયો નહિ.

તે એક વૉરેન નામના ઘણા પૈસાદાર માણસનું મકાન હતું. વૉરેનને ઍલીસ નામની એક છોકરી હતી. ઍલીસ બારણા પાસે ઉભી હતી અને તેણે નોકરાણીને ડિક ઉપર પાણી ફેંકતાં જોઇ હતી. આથી ઍલીસ ઘણી ગુસ્સે થઇ. તેણીએ કહ્યું, "બીચારો છોકરો ટાઢથી મરી જશે. હે ખરાબ સ્ત્રી!" પછી તેણે ડિકનો હાથ પકડયો અને તેણે કહ્યું, 'અંદર આવ, ગરીબ છોકરા." અને તેને તે ઘરમાં લાવી. તેણીએ તેને ખાવાનું આપ્યું અને સુવા માટે બિછાનું આપ્યું. અને તે રાતે ઘરમાં રહ્યો.

સવારે વૉરેને ડિકને જોયો અને કહ્યું, "તું મારા ઘરમાં રહે અને રસોઇયાને મદદ કર. તું આજથી શરૂ કર." તેથી ડિક રહ્યો અને રસોઇ કરનારને મદદ કરવા લાગ્યો.

રસોઈ કરનાર ખરાબ સ્ત્રી હતી. તે ડિક પ્રત્યે માયાળુ નહોતી. તે હમેશાં તેની પાસે બીજું કામ કરાવતી; તે હમેશાં તેને ખાવાને ખરાબ ખોરાક આપતી; તે તેને હમેશાં ગાળો દેતી. અને જ્યારે તે ગુસ્સે થતી ત્યારે તેના મ્હોંડા ઉપર તેને મારતી. મકાનની ટોચે ડિકની નાની એક ઓરડી હતી. તે ઘણી નાની ઓરડી હતી. તે

ઘણી ખરાબ ઓરડી હતી કારણ કે તે હમેશાં ઉંદરોથી ભરપુર હતી. ત્યાં સેંકડો ઉંદરો હતા. ઉંદરો ડિકનો ખોરાક ખાઇ જતા. જ્યારે તે સુઇ જતો ત્યારે ઉંદરો તેના મ્હોંડા ઉપર પણ દોડતા.

તેથી વૉરેનના મકાનમાં ડિક સુખી નહોતો. પરંતુ તે વૉરેનને કે ઍલીસને કંઇ પણ કહેતો નહિ, કારણ કે તે ઍલીસને ચાહતો હતો અને તે સુખી નથી એવું તે ( ઍલીસ ) જાણે એમ તે ઇચ્છતો નહોતો.

એક દિવસે ડિકે પોળમાં એક નાનો છોકરો જોયો. છોકરા પાસે તેના હાથમાં નાની બિલાડી હતી. ડિકે પૂછ્યું, " તું આ નાની બિલાડીને ક્યાં લઇ જાય છે ?" છોકરાએ કહ્યું, " હું બિલાડીને નદીમાં ફેંકવા અને મારી નાખવા જાઉં છું." ડિક બિલાડીઓને ચાહતો હતો. તેણે કહ્યું, " તેને મારી નાખીશ નહિ. મને તે આપ. " ડિક પાસે એક નાનો પૈસાનો કડકો હતો. તેણે તે નાના છોકરાને તેની બિલાડી માટે આપ્યો. તે રાતે જ્યારે ડિક સુઈ ગયો ત્યારે બિલાડીને પોતાની ઓરડીમાં લઇ ગયો. તેની પાસે ખાવા માટે નાનો રોટલીનો કકડો હતો. તેણે તે મેજ ઉપર મૂક્યો. પછી ઉંદર આવ્યો અને રોટલી ખાવાનું શરૂ કર્યું. બિલાડીએ કુદકો માર્યો, ઉંદર પકડયો અને તેને મારી નાખ્યો. તેણે ઘણા ઉંદરો માર્યા અને બાકીના બધા ઉંદરો દોડી ગયા.

પછી ડિકની ઓરડીમાં વધારે ઉંદરો નહોતા.

ઍલીસે જોયું કે ડિક દુઃખી હતો, અને તેણે જાણ્યું કે રસોઇ કરનાર તેના પ્રત્યે નિર્દય હતી. તેથી તેણે તેના પિતા વૉરેનને કહ્યું. કે રસોઇ કરનાર ડિક તરફ નિર્દય છે. વૉરેને કહ્યું કે, " હું એ નોકરને ચાહતો નથી. તે જાડી અને બેડોળ છે. અને તે નિર્દય દેખાય છે. ડિક સુંદર છોકરો છે. તે તેનું કામ સુંદર રીતે કરે છે. અને તેના હાથ અને મોંઢું હમેશાં સુંદર અને ચોકખાં હોય છે. ડિક મારી ખાતર કામ કરશે. "

# Lesson 19.

## Dick and his cat.

Sent for બોલાવ્યો.
Ships (શિપ્સ) *n.* વહાણો.
Ship વહાણ.
Far away ઘણે દૂર.
Country (કન્ટ્રી) *n.* દેશ.
Countries દેશો.
England (ઈંગ્લંડ) *n.* દેશનું નામ.
Still (સ્ટિલ) *adv.* હજુસુધી.
Must (મસ્ટ) *adv.* જોઇએ.
Of his owen તેનું પોતાનું.
Alone (એલોન)*adv.* એકલો.
Walk (વૅાક) *v.* ચાલવું.
Walked ચાલ્યો. (Walk નો ભૂતકાળ).
The Country ગામડું.
Bell (બૅલ) *n.* ઘંટ.
Bells ઘંટ (બહુવચન)
To ring (રીંગ) *v.* વાગવું.
Rang વાગ્યા(Ringનો ભૂતકાળ.
Before (બીફોર) *adv.* અગાઉ, પહેલાં, આગળ, સામે.
Fill (ફીલ) *v.* ભરવું.
Had newer been before પ્રથમ કદી આવ્યા નહોતા.
As soon as જેવો કે...તેવા.

નોટ:—અંગ્રેજી ભાષામાં એકબીજાની તુલના કરવી હોય તો વિશેષણ અને ક્રિયાવિશેષણ વપરાય છે તેને પ્રત્યયો લગાડવામાં આવે છે. અને તેની ત્રણ ડીગ્રી (Degree) છે (૧) Positive (પૉઝીટીવ) (૨) Comparative (કમ્પેરેટીવ) (૩) Superlative (સુપરલેટીવ). કમ્પેરેટીવ ડીગ્રી જ્યારે બે વસ્તુઓની તુલના કરવી હોય ત્યારે વપરાય છે જેમકે:-He is richer Than I. તે મારા કરતાં વધારે પૈસાદાર છે. જ્યારે એક વસ્તુની આખા વર્ગ સાથે સરખામણી કરવી હોય ત્યારે સુપરલેટીવ ડીગ્રી વપરાય છે. જેમકે:-He was the richest man in London. તે લંડનમાં સૌથી વધારે પૈસાદાર હતો. Alice was the happiest woman ઍલીસ સૌથી

વધારે સુખી હતી. Richest (રીચેસ્ટ) સૌથી વધારે પૈસાદાર. Happiest (હૅપીએસ્ટ) સૌથી વધારે સુખી. Comparative નો પ્રત્યય "er" છે અને Superlative નો પ્રત્યય "est" છે. તે ઉપરાંત Comparative બતાવવા માટે શબ્દની પહેલાં "More" મૂકવામાં આવે છે અને Supelative બતાવવા માટે શબ્દની પહેલાં "Most" મૂકવામાં આવે છે.

## પાઠ–૧૯

## ડિક અને તેની બિલાડી.

વૉરેને ડિકને બોલાવ્યો અને કહ્યું, "તું આવ અને મારે માટે કામ કર."

વૉરેન નદી કિનારે આવેલા મોટા બેડોળ મકાનમાં કામ કરતો હતો. તેની પાસે ઘણાં વહાણો હતાં. તે વહાણોને ઘણા દૂરના દેશોમાં મોકલતો હતો. વહાણો ઈંગ્લંડથી વસ્તુઓ (ભરી) બીજા દેશોમાં લઇ જતાં અને બીજા દેશોથી (વસ્તુઓ) ઈંગ્લંડમાં લાવતાં હતાં. વૉરેન માટે ઘણા માણસો કામ કરતા હતા. મોટા મકાનમાં તેને માટે ઘણા માણસો લખતા હતા. માણસો વહાણોમાંથી વસ્તુઓ ઉપાડી લેતા અને બીજાં વહાણોમાં મૂકતા. ત્યાં માણસો વહાણોને સાફ કરીને તથા ફરીથી સમુદ્રમાં જવા માટે તૈયાર કરવા માટે કામ કરતા હતા.

ડિક હજી સુધી નાની ઓરડીમાં રહેતો હતો અને તેની બિલાડી હજી સુધી તેની સાથે રહેતી હતી. પરંતુ દિવસે તે નદીના કિનારે આવેલા મોટા મકાનમાં કામ કરતો હતો.

એક દિવસ વૉરેન બીજા દેશમાં વહાણ મોકલતો હતો, તેણે પોતાના બધા નોકરોને પૂછ્યું, "તમારી પાસે કોઇ વસ્તુ છે કે તમે મારા વહાણ પર મોકલવા ચાહતા હો? તે ઘણા દૂરના દેશમાં વેચવામાં આવશે, અને હું તમને પૈસા આપીશ." પછી બધા

નોકરો વહાણુ ઉપર મોકલવા માટે વસ્તુઓ લાવ્યા. ત્યાર પછી વૉરેને ડિકને પૂછ્યું, પરંતુ બીચારા ડિક પાસે મોકલવાનું કંઈ નહોતું.

ઍલીસે કહ્યું, "હું કોઈ વસ્તુ આપણા વહાણુ પર મોકલવા માટે ડિકને આપીશ." પણ વૉરેને કહ્યું, "ના, તેણે તેની પોતાની જ કોઇ વસ્તુ મોકલવી જોઇએ." ડિકે કહ્યું, "મારી પાસે મારી બિલાડી સિવાય કંઇ નથી." ઍલીસે પૂછ્યું, "તમારી બિલાડી તમે શા માટે મોકલતા નથી?"

ડિકે કહ્યું, "હું મારી બિલાડીને ચાહું છું. પરંતુ મારે તે મોકલવી જોઇએ કારણુ કે મારી પાસે બીજી કોઇ વસ્તુ મોકલવાની નથી."

તેથી ડિક પોતાની બિલાડી લાવ્યો, અને વહાણુમાં મૂકી.

ડિક પાછો પોતાની ઓરડીમાં ગયો. તે ઘણો દીલગીર હતો કારણુ કે તે એકલો હતો. તે તેની નાની ઓરડીમાં એકલો ઉંઘ્યો. તેની પાસે વાત કરવા માટે તેની બિલાડી પણ નહોતી. બિલાડી ગઇ હતી; ઉંદરોએ ઓરડીમાં પાછા આવવાનું શરૂ કર્યું હતું, અને ઉંદરોને લીધે ડિક ઉંઘી શકતો નહનો. રસોઇ કરનાર હજી તેના પ્રત્યે નિર્દય હતી; અને તે તેને સારો ખોરાક આપતી નહોતી.

એક રાત્રે ડિક બોલ્યો, "હું અહીં રહી શકતો નથી. હું કો‌ઈ બીજા દેશમાં જતો રહીશ." તેણે પોતાનાં કપડાં પહેર્યાં અને નીચે ઉતર્યો. તેણે ઘરનું બારણું ઉઘાડયું અને પોળમાં એકલો બહાર નીકળ્યો. તે પોળમાં ચાલ્યો. તે આખી રાત ચાલ્યો. પોળમાંથી ગામડામાં જવાતું હતું. રસ્તો નાનો થતો ગયો. ગામડામાં ઝાડો અને ખેતરો સિવાય ઘર નહોતાં. જ્યારે સવાર થવા આવ્યું ત્યારે તે રસ્તાની બાજુએ એક પત્થર ઉપર બેઠો. તે આગળ ચાલી શકતો નહતો જ્યારે તે ત્યાં બેઠો હતો ત્યારે સૂર્ય આકાશમાં ઉંચો આવ્યો જ્યારે સૂર્ય ઉંચો આવ્યો ત્યારે લંડનના ઘંટ વાગવા મંડયા. તે ઘણે દૂર આકાશમાંથી નવા દિવસને બોલાવતાં બોલાવતા હતા. જ્યારે તે વાગતા હતા ત્યારે ડિકે ધાર્યું કે તેમણે કહ્યું કે, "ફરીથી આવ, ફરીથી આવ."

તેણે વિચાર કર્યો કે, "તે મારા પ્રત્યે વાગે છે, તે મને લંડન પાછો બોલાવે છે. તે કહે છે. 'પાછો આવ.' તું હમેશ ગરીબ. દુઃખી અને એકલો નથી. થોભ, અને તારો દિવસ આવશે."

ડિક ઉભો થયો, તેણે કહ્યું, " હું પાછો જઇશ, અને થોભીશ."

તે ફરીથી શહેર તરફ પાછો ગયો.

વહાણ ઘણે દુર સમુદ્રમાં ગયું અને અજાણ્યા દેશમાં આવ્યું કે જ્યાં તેઓ પ્રથમ કદી આવ્યા નહોતા.

તે દેશના રાજાએ માણુસોને વહાણુમાંથી પોતાને ઘેર આવવાનું કહ્યું. તેણે કહ્યું, "આવો અને તમે જે વસ્તુઓ લાવ્યા છો તે બતાવો." તેથી તેઓ સુંદર કપડાં, રત્નો, વીંટીઓ, ઉંચી ટોપીઓ, જોડા, કુહાડીઓ, ઘંટ પેટીઓ, દીવાઓ અને ઘણી બીજી વસ્તુઓ લઇને રાજાને ઘેર ગયા. આ બધી વસ્તુઓ તરફ જોઇને રાજા બોલ્યો. મારે આ વસ્તુઓમાંથી કોઇ પણ જોઈતી નથી. મારે જે જોઇએ છે તે લાવો અને હું તમારા વહાણુને સોનાથી ભરી દઇશ."

પછી રાજાએ તેના નોકરોને ખાણું લાવવાનું કહ્યું. તેમણે ખાણું આણ્યું અને માણુસો સામે મેજ પર મૂક્યું. જેવું તેમણે ખાણું મેજ પર મૂક્યું કે સેંકડો ઉંદરો દીવાલના કાણુમાંથી બહાર આવ્યા. માણુસોએ આટલા બધા ઉંદરો અગાઉ જોયા નહોતા. ઉંદરો મેજ પર કુદી પડયા, અને તે બધા ખાણું ખાય તે પહેલાં બધો ખોરાક ખાઇ ગયા. તેમની નજર સામે ઉંદરો ખોરાક ખાઇ ગયા.

રાજાએ કહ્યું, " મારે જે જોઇએ છે તે આ છે. મારે આ ઉંદરોને મારી નાખે એવી કોઇ વસ્તુ જોઇએ છે. તેઓ આપણી નજર સામે, ખોરાક ખાઇ જાય છે.

આપણે ખાઇ શકીએ તે પહેલાં તેઓ ખોરાક ઉપર તૂટી પડે છે. તે અમારા કપડાંમાં કાણાં પાડે છે. અમે પથારીમાં સુઇ જઇએ છીએ કે તરતજ તેઓ અમારા મ્હોંડા ઉપર દોડે છે. તે છોકરાંને કરડે છે. અમે તેમને મારી શકતા નથી. તે ઘણા નાના છે. અને

અમે તેમને પકડી શકીએ તે પહેલાં તે નાસી જાય છે. મને કોઇ એવી વસ્તુ આપો કે જે ઉંદરોને મારી નાખે અને હું તમારું વહાણ સોનાથી ભરી દઇશ."

વહાણના એક માણસે પૂછ્યું, "આ દેશમાં તમારી પાસે બિલાડીઓ નથી?"

રાજાએ કહ્યું, "બિલાડી શું છે?"

પછી માણસ જલદીથી દોડયો અને વહાણમાંથી ડિકની બિલાડી લાવ્યો. જેવો તે રાજાના ઓરડામાં આવ્યો કે તરત જ બિલાડી તેના હાથમાંથી કુદી પડી; તેણે એક પગથી એક ઉંદર મારી નાખ્યો અને બીજો મોંઢાથી પકડયો. તેણે એટલા બધા ઉંદરો માર્યા કે બીજા ઉંદરો જલદીથી નાસી ગયા.

રાજા કુદ્યો અને બોલી ઉઠયો, "સારું! સારું! મેં અગાઉ બિલાડી જોઇ નહોતી. મને બિલાડી આપો અને હું તમારું વહાણ સોનાથી ભરી દઇશ. મેં આવી સુંદર વસ્તુ અગાઉ કદી જોઇ નહોતી."

રાજાએ ડિકની બિલાડી લીધી. અને તેણે બિલાડીને માટે માણસને ઘણું સોનું આપ્યું; તેણે સોનાથી વહાણ ભરી દીધું.

વહાણ લંડન પાછું આવ્યું. વૉરેન વહાણ ઉપર ગયો, અને તેણે બધું સોનું જે તેમણે મેળવ્યું હતું તે જોયું. તેણે કહ્યું, "તમે આટલા બધા સોના માટે શું વેચ્યું?" માણસે કહ્યું, "તે બિલાડી હતી."

પછી વૉરેને ડિકને બોલાવ્યો, તેણે કહ્યુ, "તમે ઘણા પૈસાદાર થયા છો. તમારી પાસે મારા કરતાં વધારે પૈસા છે. હવે તમે અમારી પાસેથી જવા ચાહો છો?"

ડિક ઍલીસને ચાહતો હતો. તેણે કહ્યું, "ના, હું તમારી સાથે રહેવા અને કામ કરવા ઇચ્છું છું."

વૉરેને કહ્યું, "તમે મારા નોકર તરીકે નહિ રહો પણ મિત્ર તરીકે."

તેથી ડિક વૉરેન સાથે રહ્યો.

કેટલાંક વરસ પછી તે ઍલિસ સાથે પરણ્યો કારણુ કે તેને ખુબ ચાહતો હતો. તે ઘણો પૈસાદાર થયો. અને તે ઘણો સારો માણુસ હતો. તે લંડનમાં સૌથી વધારે પૈસાદાર હતો. અને ઍલીસ સૌથી વધારે સુખી હતી.

---

## Lesson–20

### Beauty and the Beast.

Beauty (બ્યુટી) *n.* સુંદરતા, ખુબ સુરતી.

Beast (બીસ્ટ)*n.* જાનવર,પશુ.

Most ( મોસ્ટ ) *adv.* સૌથી વધારે.

Young (યંગ) *a.* જુવાન,કુમળી વયના.

Young–est=સોથી નાની.

Hord ( હાર્ડ ) *adv.* સખત, અઘરૂં.

Whenever=જ્યારે...ત્યારે.

To like (લાઇક) ગમવું.

Lose (લુઝ) *v.* ગુમાવવું.

Lost (લોસ્ટ) *v.* ગમાવ્યો–વી –વ્યું.

Told (ટોલ્ડ) *v.* કહ્યું. (tellનો ભૂતકાળ).

Any more=વધુ વાર હવેથી.

About(એબાઉટ) *adv.*આશરે

About (એબાઉટ)*Prep.* માટે

See about=આસપાસ, અહીં તહીં જોવું.

Answered (ઍન્સર)*v.*જવાબ આપવો.

Answer=જવાબ આપ્યો. (Answerનો ભૂતકાળ.)

Please (પ્લીઝ ) માનાર્થે વાપરવાનો શબ્દ, મહેરબાની કરીને.

To please=ખુશ કરવું.

Buy (બાય) *v.* ખરીદવું.

Bought (બૉટ) *v.* ખરીદ કર્યું.

Month (મન્થ) *n.* મહિનો.

Set out ( સેટ આઉટ ) *v.* નીકળ્યો.

Time (ટાઇમ) *n.* વખત,સમય.

After some time=થોડા વખત પછી.

Many tims=ઘણી વાર.
An answer=જવાબ.
Great (ગ્રેટ્) *a*. મોટો.
Hall (હૉલ) *n*. ઓરડો.
Person(પર્સન્)*n*. માણસ.જણ.
About=આસપાસ.
Look (લુક્) *v*. જોવું.

Looked (લુક્ડ)*v*. જોયું(Look ને। ભૂતકાળ.)
Looked for=જોવું, શોધવું.
May (મે) *v*. સહાયકારક ક્રિયા• પદ છે. ઇચ્છા બતાવે છે.
May die=મરવું હોય તો મરે.
A plaec (પ્લેસ્) *n*. જગા.
In plaec of=ને બદલે.

તરજુમો.

## પાઠ-૨૦

## સુંદરતા અને પશુ.

એક ઘરડો માણસ હતો. તેને ત્રણ જુવાન અને સુંદર છોકરાં હતાં. તે છોડીઓ હતી. સૌથી નાની છોકરી સૌથી વધારે સુંદર હતી. તે સુંદર ( બ્યુટી ) કહેવાતી. કારણ કે એવી સુંદર હતી. બ્યુટી ઘણી સુંદર છોકરી હતી. તે દરેક જણ પ્રત્યે માયાળુ હતી. તે ઘણું સખત કામ કરતી હતી. જ્યારે ઘરમાં સખત કામ કરવાનું હોય ત્યારે બ્યુટી તે કરતી કારણ કે તેની બ્હેનોને સખત કામ ગમતું નહોતું. દરેકને બ્યુટી ગમતી હતી, કારણ કે તે એવી માયાળુ અને ભલી હતી. તેમને તેની બ્હેનો ગમતી નહોતી કારણ કે તે સખત અને નિર્દય હતી.

ઘરડો માણસ ઘણો પૈસાદાર હતો. તેની પાસે ઘણાં વહાણ હતાં. તેણે પોતાનાં બધાં વહાણો સમુદ્રમાં મોકલ્યાં. તે બીજા દેશોમાં વેચવા માટે અને ઘણા પૈસા લાવવા માટે કપડાં અને ઘણી સુંદર ચીજો લેવા જતાં હતાં. પણ બધાં વહાણ સમુદ્રમાં ખોવાઇ ગયાં. ઘરડા માણસે રાહ જોયા કરી. પણ વહાણમાંથી કોઇપણ એક પાછું આવ્યું નહિ. તેણે એક વરસ રાહ જોઇ. તોપણ વહાણ પાછું આવ્યું નહિ, ત્યારે તેણે કહ્યું, "હવે હું જાણું છું કે મેં મારાં વહાણ ગુમા-

બ્યાં છે. હું હવેથી પૈસાદાર માણસ નથી. મારી બધી દોલત એ વહાણોમાં ગુમ થઈ છે.

પછી ઘરડા માણસે પોતાનાં ત્રણે છોકરાંને બોલાવ્યાં અને કહ્યું, " મારાં વહાણ ખોવાઇ ગયાં છે, અને મારી વહાણ ઉપરની બધી દોલત ગુમ થઇ ગઈ છે. હવે આપણે વધુ વખત આ મોટા ઘરમાં રહી શકીએ નહિ. આપણે ગામડામાં જવું જોઇએ અને નાની ઝુંપડીમાં રહેવું જોઇએ. આપણને હવેથી નોકર પણ નહિ મળે પણ આપણે આપણું પોતાનું કામ કરવું જોઇએ."

બ્હેનોએ કહ્યું, "આપણું મોટું (મકાન) ગુમાવીને નાની ઝુંપડીમાં રહેવું એ આપણે માટે ઘણું અઘરૂં પડશે." પણ બ્યુટીએ કહ્યું, "ગામડામાં રહેવું ઘણું સરસ છે. હું બધું અઘરૂં કામ કરીશ અને આપણે બધાં ઘણાં સુખી થઇશું."

તેઓ ગામડામાં ગયાં અને નાની ઝુંપડીમાં રહ્યાં. બ્યુટી બધાં અઘરાં કામ કરતી હતી, કારણ કે તે પોતાના પિતાને ચાહતી હતી અને તેને સુખી કરવા ઇચ્છતી હતી. તેની બ્હેનો કામ કરતી નહોતી. તેઓ તેમના બાપને ચાહતી નહોતી. તેઓ કોઇને પણ ચાહતી નહોતી. તેમને સખત કામ ગમતું નહોતું તેઓ ગુસ્સે હતી કારણ કે તેઓ મોટા મકાનમાં રહી શકી નહિ અને નોકરો રાખી શકી નહિ.

આશરે એક વરસ પછી એક માણસ આવ્યો અને ઘરડા માણસને તેના એક વહાણ માટે કહ્યું, તેણે કહ્યુ, "તમે તમારાં બધાં વહાણ ગુમાવ્યાં નથી. તમારૂં એક વહાણ ખોવાયું નથી. વહાણ પાછું આવ્યું છે." ઘરડા માણસે કહ્યું, " હું શહેરમાં જઇશ અને તેને માટે બધે તપાસ કરીશ."

પછી ઘરડા માણસે તેનાં છોકરાંને બોલાવ્યાં અને ત્રણે બ્હેનોને દરેકને કહ્યું, " જ્યારે હું શહેરમાંથી પાછો આવું ત્યારે તમારે માટે શું લાવું?"

એક બ્હેને કહ્યું, " મારે માટે કેટલાંક રત્નો લાવજો."
બીજી બ્હેને કહ્યું, "મારે માટે કેટલાંક સુંદર કપડાં લાવજો."
પછી તેણે બ્યુટીને પૂછ્યું, " તારે માટે હું શું લાવું ?"
તેણે જવાબ દીધો, "મારે માટે ગુલાબનું ફૂલ લાવજો."
બાપે કહ્યું, " પરંતુ તે ઘણી નાની વસ્તુ છે.
તેણે જવાબ દીધો, " ગુલાબ મને સૌથી વધારે ખુશ કરશે."
પછી તે શહેરમાં ગયો.

વહાણ સૌથી નાનું હતું, અને તે ઘણું થોડું લાવ્યું હતું; તેથી તેનાં છોકરાં માટે વસ્તુઓ ખરદવાને તેની પાસે થોડા પૈસા હતાઃ પણ તેણે કહ્યુ, " તેમણે જે માગ્યું છે તે મારે તેમને માટે લેવું જોઇએ." પછી એક બ્હેન માટે રત્નો લીધાં, બીજી માટે સુંદર કપડાં લીધાં. પછી તે જે માણસ પાસે બગીચો હતો તેની પાસે ગયો. તેણે માણસને કહ્યું, " મારે કેટલાંક ગુલાબનાં ફૂલ ખરીદવાં છે." માણસે કહ્યું, "તમે આ મહિનામાં ગુલાબ ખરીદી શકશો નહિ. હમણાં મારા બગીચામાં ગુલાબ નથી. આશરે ત્રણ મહિના રાહ જુઓ અને બગીચો ગુલાબથી ભરપુર થઇ જશે." પણ ઘરડા માણસે કહ્યું " હું હમણાં એક ગુલાબ ખરીદવા ચાહું છું." બીજાએ કહ્યું, " તમે આ માસમાં ગુલાબ મેળવી શકશો નહિ."

પછી ઘરડો માણસ ઘરના રસ્તે ચાલ્યો. રસ્તો મોટા જંગલમાં થઇને જતો હતો. આશરે બે કલાક પછી વરસાદ પડવા લાગ્યો, અને રસ્તો શોધી કાઢવો તે અઘરૂં હતું. પછી રાત્રી પડી અને તે જંગલમાં તેનો રસ્તો ભૂલી ગયો. તે કયાં જતો હતો તેની તેને ખબર નહોતી. કેટલાક વખત પછી તેણે ઘણે દૂર એક પ્રકાશ જોયો, અને તેણે ધાર્યું, " જો હું પ્રકાશ પાસે જઇશ તો હું કોઇ ઘર પાસે પહોંચીશ અને હું ખાવાનું અને સુવાનું મેળવી શકીશ." તે કેટલાક વખત સુધી આગળ ચાલ્યો અને પછી તેણે એક મોટું મકાન જોયું. તે ઘરના બારણા પાસે ગયો અને બૂમ પાડી, તેણે ઘણી વખત

બૂમો પાડી, પણ જવાબ ન મળ્યો. પછી તેણે બારણું ઉઘાડ્યું અને અંદર ગયો.

ઘરની અંદર તેણે મોટો ઓરડો જોયો. ઓરડામાં એક મોટું મેજ હતું, અને મેજ પર એક માણસ માટે ખોરાક પીરસેલો તૈયાર હતો. તેણે વિચાર કર્યો, "આ કોઇ મોટા માણસનું ઘર હોવું જોઇએ. થોડા વખતમાં તે આવશે."

તેણે થોડો વખત રાહ જોઇ, પણ કોઇ આવ્યું નહિ. તે એક ઓરડીમાંથી બીજી ઓરડીમાં, મકાનમાં આમતેમ ફર્યો: તેણે કોઇને જોયું નહિ: મકાનમાં એક પણ માણસ નહોતું. તેણે બુમ પાડી પણ કોઇ આવ્યું નહિ.

પછી તેણે કહ્યું, "હું વધારે વાર થોભીશ નહિ." તે બેઠો અને ખોરાક ખાઇ ગયો. પછી તેણે પથારી સાથે (પાથરેલી) એક ઓરડી જોઇ. તે પથારીમાં ગયો. અને ઉંઘી ગયો.

તે સવારમાં ઉઠ્યો અને પથારીમાંથી બહાર આવ્યો. તેણે પોતાનાં કપડાંની તપાસ કરી. રાતમાં કોઈ માણસ તેનાં કપડાં લઇ ગયો હતો. જ્યાં તેનાં જૂનાં કપડાં હતા ત્યાં તેને માટે ઘણાં સરસ નવાં કપડાં તૈયાર હતાં. તેણે કપડાં પહેર્યાં: પછી તે ઓરડામાં ગયો. તેને માટે ખોરાક તૈયાર હતો. તેણે તે ખાધો પછી તે બહાર ગયો, અને બગીચામાં આમતેમ ફર્યો.

હવે, જ્યારે તે બગીચામાં ફર્યો ત્યારે તેણે એક ઝાડ ગુલાબનું ફૂલથી ઢંકાયલું જોયું. તેણે ધાર્યું, "અહીંઆં બ્યુટી માટે કેટલાંક ગુલાબનાં ફૂલ છે. તેણે મને તેને માટે ગુલાબ લાવવાનું કહ્યુ છે." તેથી તેણે તેના હાથમાં ગુલાબ લીધું, તેવું જ એક મોટું પશુ ઝાડોમાંથી કુદીને આવ્યું અને તેની સામે ઉભું રહ્યું. પશુએ કહ્યું, "મેં તમને ખાવા માટે ખોરાક આપ્યો; મેં તમને સુવા માટે પથારી આપી; મેં તમને પહેરવા માટે નવાં કપડાં આપ્યાં; તમે મારે માટે શું કર્યું ? તમે મારા ગુલાબના ઝાડ ઉપરથી ગુલાબનું ફૂલ લીધું ! તમે તેને માટે મરી જશો."

બીચારા (ઘરડા) માણસે કહ્યું, "મને સમય આપો, મેં બ્યુટીને આપવા માટે તે લીધું હતું."

પશુએ કહ્યું "બ્યુટી કોણ છે?"

ઘરડા માણસે કહ્યું, "તે મારી સૌથી નાની છોકરી છે, તે મને ખુબ ચાહે છે, જો તમે મને મારી નાખશો, તો તે એટલી બધી દિલગીર થશે કે તે પણ મરી જશે."

પશુએ કહ્યું, "તમારે બદલે તે છોકરી ભલે મરી જાય, તમે હમણાં એક માસ માટે જાઓ; એક મહિના પછી તમારે અહીં આવવું જોઇએ, અથવા તમારે બદલે બ્યુટીને આવવું હોય તો આવે."

ઘરડા માણસે કહ્યું, "તમે તેને મારી શકશો નહિ, તે ઘણી જ સુંદર અને ઘણી જ ભલી છે."

પશુએ કહ્યું, "એક મહિના પછી તેને લાવજો, હમણાં જાઓ, અને તમારૂં ગુલાબ લઇ જાઓ."

પશુ ઝાડોમાં પાછું ચાલ્યું ગયું. બ્યુટીનો પિતા દિલગીરીથી ઘેર ગયો.

---

## Lesson-21

## Beauty and the Beast.

Last (લાસ્ટ) *a.* છેલ્લો, છેલ્લી, છેલ્લું.

At last=છેવટે, આખરે.

Long (લૉન્ગ્) *a.* લાંબો, લાંબી, લાંબુ.

Long time=ઘણો વખત.

For a long time=ઘણા વખતથી.

Sadder (સૅડર) *a.* વધારે દિલગીર. (Sadની Comparative).

What do you look so sad about?=શાને માટે તમે આટલા બધા દિલગીર દેખાઓ છો.

Tell (ટૅલ) *v.* કહેવું.

I will go with you=હું તમારી સાથે આવીશ.

Horse (હૉર્સ) *n.* ઘોડો.

Got up=ઉપર બેઠો.

Dress (ડ્રેસ) *n.* પોશાક, કપડાં.
Dresses=કપડાં.
To dress=*v.* કપડાં પહેરવાં.
Dressed=કપડાં પહેર્યાં.
Noise (નૉઇઝ્) *n.* અવાજ.
I am veay pleased હું ઘણો ખુશ થયો છું.
Yes (યસ્) *adv.* હા.
Book (બુક્) *n.* ચોપડી.
Can I have a book ?= મને ચોપડી મળી શકશે ?
To place (ટુ પ્લેસ) *v.* મૂકવું.
Placed=મૂક્યું.
Thank ( થેન્ક ) *v.* ઉપકાર માનવો.
Remember (રીમેમ્બર) *v.* યાદ રાખવું.
To chang (ચેન્જ) *v.* ફેરવી નાખવું.
Changed=ફેરવી નાખ્યું.
Some-times=કોઇ કોઇ વાર.

તરજુમો.

## પાઠ ૨૧

## બ્યુટી અને પશુ

આખરે ઘરડો માણસ ઘેર આવ્યો. તે જે વસ્તુઓ લાવ્યો હતો તે તેણે ત્રણે છોડીઓને આપી. તેણે રત્નો એકને આપ્યાં. બીજી-ને સુંદર કપડાં આપ્યાં. અને છેવટે તેણે બ્યુટીને તેનું ગુલાબ આપ્યું.

બન્ને બ્હેનો ખુશ ખુશ થઇ. પણ બ્યુટીએ જોયું કે તેનો બાપ સુખી નહોતો. દરરોજ તે વધારેને વધારે દિલગીર દેખાતો હતો. છેવટે તે તેની પાસે ગઇ અને કહ્યું, પિતા, ઘણા વખતથી તમે દિલગીર દેખાઓ છે. અને તમે દરરોજ વધારે દિલગીર દેખાઓ છો. તમે શાને માટે આટલા દિલગીર દેખાઓ છો ?"

ઘણા લાંબા વખત સુધી તેણે તેને કહ્યું નહિ. પણ તેણીએ ફરીથી પૂછ્યું. અને તેણે છેવટે કહ્યું, " આ મારો જીવવાનો છેલ્લો મહિનો છે. " તેણે તેને મોટું મકાન અને પશુ બાબત અને પશુએ શું કહ્યું છે તે બાબત કહી, " એક મહિના પછી તમારે આવવું જોઇએ, અથવા તમારે બદલે બ્યુટીએ આવવું જોઈએ."

બ્યુટીએ કહ્યું, "હું તમારી સાથે આવીશ. જો તમે મને સાથે નહિ લઇ જાઓ તો હું એકલી જઇશ."

છેવટે સમય આવી પહોંચ્યો, ઘરડા માણસે તેનો ઘોડો તૈયાર કર્યો.

તે ઘોડા ઉપર બેઠો અને બ્યુટી તેની સાથે બેઠી. અને તે નીકળ્યાં.

તેઓ સવાર થઇને જંગલમાંથી ચાલ્યાં. રસ્તો લાંબો હતો. જ્યારે છેવટે તે મોટા મકાન પાસે આવ્યાં ત્યારે રાત પડી હતી. બગીચાના ઝાડમાં નાના દીવા હતા. અને ઘર દીવાથી ભરપુર હતું. ઓરડામાં તેમને માટે સુંદર ખોરાક તૈયાર મૂકેલો હતો. અને મેજ પર ફૂલ હતાં. તેઓ બેઠાં અને ખાધું. તેમની પાસે કોઇ આવ્યું નહિ. તે સુઇ ગયાં.

સવારમાં જ્યારે બ્યુટી જાગી અને જોયું તો તેને માટે તેની પથારીની બાજુમાં કોઈ માણસે ઘણાં સુંદર કપડાં મૂક્યાં હતાં. તેને સમજણ નહોતી પડતી કે કયો પોશાક પહેરવો, કારણ કે બધા પોશાક એટલા બધા સુંદર હતા. કેટલાક વખત પછી તેણે કપડાં પહેર્યાં. પછી તે બગીચામાં ગયાં. ઘરડો માણસ બ્યુટીને લઇ ગયો અને જ્યાં તેણે પશુ જોયો હતો, તે ગુલાબનું ઝાડ બતાવ્યું.

જેવાં તે ત્યાં થોભ્યાં (તરતજ) તેમણે મોટો અવાજ સાંભળ્યો અને પશુ તેમની સામે ઉભો રહ્યો. બ્યુટી ડરી ગઇ. પછી તેણે પશુની આંખો જોઇ અને તેણે જોયું કે તે માયાળુ આંખો હતી. તેણે ધાર્યું, "તે માયાળુ પશુ હોવો જોઇએઃ તે મને મારશે નહિ."

પશુએ કહ્યું "બ્યુટી, હું તને જોઇને ઘણો ખુશ થયો છું." પછી તેણે તેના બાપને કહ્યું, "તમે જાઓ, બ્યુટી મારી સાથે આ જગાએ એકલી રહેશે." ઘરડા માણસે બ્યુટી તરફ જોયું, તેણે પૂછ્યું, "હું જાઉં છું?" બ્યુટીએ કહ્યું, "હા, હા, જાઓ, કારણ કે મેં તેની આંખો જોઇ છે. અને હું ધારૂં છું કે માયાળુ પશુ છે."

તેથી તેનો બાપ ચાલ્યો ગયો. પશુ ઝાડમાં પાછો ગયો. બ્યુટી ત્યાં એકલી હતી.

બ્યુટી મકાનમાં ગઈ. તે એક જગાએથી બીજી જગાએ ગઇ અને બધી ઓરડીઓ જોઈ. જેવી તે આવતી કે તેને માટે બારણાં ખુલી જતાં પણ તે જોઇ શકતી નહોતી કે કોણે તે ઉઘાડયાં. દરેક ઓરડી સુંદર વસ્તુઓથી ભરેલી હતી. બધું તેને માટે તૈયાર હતું.

જ્યારે તેણે બધી ઓરડીઓ જોઇ, ત્યારે તે ઓરડામાં ગઇ અને બેઠી. તેણે કહ્યું, "મારે વાંચવા ચોપડી જોઇએ છે. મને ચોપડી મળી શકશે?" પોતાની પાસે કોઇને જોઇ શકતી નહોતી. પણ કોઇએ જવાબ દીધો. "હા." તરત જ કોઇએ તેની બાજુમાં મેજ પર ચોપડી મૂકી. તેનું નામ ચોપડીમાં લખેલું હતું.

બ્યુટી
પશુ તરફથી સપ્રેમ.

જ્યારે રાત પડી તે ઓરડીમાં બેઠી. તે તેની ચોપડી વાંચતી હતી. તરતજ તેણે એક મોટો અવાજ સાંભળ્યો. અને તેણે સામે પશુને ઉભેલો જોયો.

પશુ બોલ્યો, "આ સુંદર જગા છે?"
તેણે કહ્યું, "હા."
"તમને કપડાં પસંદ આવ્યાં."
તેણીએ કહ્યું, "હા. તમારો ઉપકાર માનું છું."
"એ ચોપડી સારી છે?"
તેણીએ કહ્યું, "તમારો ઉપકાર માનું છું."
"તમને અહીં રહેવાનું ગમે છે?"
તેણીએ કહ્યું, "હા." તમારો ઉપકાર માનું છું."

પછી, થોડા વખત પછી, તેણે કહ્યું, "તું મને પરણીશ?"

તે રોઈ અને નાસી ગઇ.

તેણે કહ્યું, "નાસી જઇશ નહિ. હા કે ના કહે. તું મને પરણીશ?"

તેણીએ કહ્યું, "ના, તમારો ઉપકાર માનું છું" પશુ દિલગીર દેખાયો અને ચાલ્યો ગયો. દરેક રાતે જ્યારે તે ઓરડામાં બેસતી ત્યારે પશુ તેની પાસે આવતો અને એ જ વાત કહેતો. દરેક વખતે તે તેને પરણવાનું પૂછતો અને તે કહેતી, "ના". પછી તે દિલગીર દેખાતો અને ચાલ્યો જતો. તે ( આવું વર્તન ) તેને પણ દિલગીર કરતું.

બ્યુટી તે જગાએ એક મહિનો રહી. પછી તેણે વિચાર્યું, મારા પિતા ધારશે કે હું મરી ગઇ છું. મારે જવું જોઇએ અને તેમને મળવું જોઇએ.

તેથી તેણે તે રાતે પશુને કહ્યું, "હું (મારી) જવાની મરજી છે અને મારા પિતાને મળવું છે." (મારે મારા પિતાને મળવા જવું છે.) પશુએ કહ્યું, "તમે જાઓ, પણ એક મહિના પછી પાછાં આવજો."

તેણીએ કહ્યું, "તમારો ઉપકાર માનું છું, હું એક માસ પછી પાછી આવીશ."

બીજી સવારે તેણે બારણા આગળ એક ઘોડો તેને માટે તૈયાર જોયો. તે ઘોડા ઉપર બેઠી અને સ્વાર થઇને તેના બાપને ઘેર ગઇ. તે તેને જોઇને ઘણો ખુશ થયો. તે ત્યાં ઘણા દિવસ રહી અને તે ઘણી સુખી હતી.

એક મહિનો ચાલ્યો ગયો. પણ તે પશુને સંભારતી નહોતી. બે મહિના વીતી ગયા, છતાં પણ તેણે તેને યાદ કર્યો નહી. આખરે, જયારે ત્રણ માસ પુરા થયા. તેને યાદ આવ્યું, અને તેણે કહ્યું, "મારે પશુ પાસે પાછી જવું જોઇએ મેં કહ્યું છે કે, હું એક માસ પછી પાછી આવીશ. પણ મને યાદ રહ્યું નહિ. હવે મારે જલદીથી જવું જોઇએ." તેણે ઘોડો લીધો અને સવાર થઇને ચાલી.

તેણે આખી રાત મુસાફરી કરી. જ્યારે તે જંગલમાં થઇને જતી હતી ત્યારે તે બોલી, "બિચારો પશુ, ધારશે કે મેં તેને યાદ કર્યો નથી. તે મારા પ્રત્યે એટલો સારો હતો. ગરીબ પશુ!"

જેમ આકાશમાં સવાર થતું ગયું તેમ તે મોટું મકાન જોવા લાગી. બારણાં ઉઘાડાં હતાં. તે જલદીથી ઓરડામાં દોડી ગઇ. તે એક પછી એક ઓરડીમાં ગઇ. પણ તેણે પશુને જોયો નહિ. તેણે બુમ પાડી પણ કોઇએ જવાબ દીધો નહિ. તે બગીચામાં ગઇ અને તેને શોધવા લાગી. તે ગુલાબના ઝાડ પાસે આવી, અને તે તેને ત્યાં મળ્યો. તે ઝાડના થડ પાસે હતો. તેણીએ ધાર્યું કે તે મરી ગયો છે. તેની આંખો બંધ હતી. તે તેની બાજુમાં ગઇ, તેણે કહ્યું, "ગરીબ પશુ?" અને તેને બચ્ચી કરી. તેણે તેની આંખો ઉઘાડી તેણે કહ્યું મેં ધાર્યું હતું કે તું મને યાદ નહિ કરે. તું પાછી નહિ આવે અને હું સમજતો હતો કે તું મને નહિ પરણે."

પણ બ્યુટી જાણતી હતી કે તે ગરીબ પશુને ચાહતી હતી. તેણે કહ્યું, "પશુ, હું તને પરણીશ. તું બેડોળ છે પણ તું ઘણો માયાળુ પશુ છે"

ત્યાં એક મોટો અવાજ થયો. અને જે જગાએ પશુ હતો ત્યાં એક સુંદર રાજકુમાર ઉભો હતો. તેણે કહ્યું, "એક ખરાબ પરીએ મને પશુમાં બદલી નાખ્યો હતો. પરીએ કહ્યુ હતું, જ્યારે એક સુંદર છોકરી કહેશે કે હું તને પરણીશ" ત્યારે તું માણસમાં બદલાઈ જઇશ.' તેથી જ્યારે તેં કહ્યું કે "હું તને પરણીશ ત્યારે હું માણસમાં બદલાઇ ગયો.

રાજકુમાર બ્યુટીને પરણ્યો. અને ઘણાં સુખી થયાં. બ્યુટીનો પિતા આવ્યો અને મોટા મકાનની પાસે રહ્યો. પણ બન્ને બ્હેનો ચાલી ગઇ અને બીજા દેશમાં રહી.

બ્યુટી કોઇ કોઇ વાર કહેતી, "મારા રાજકુમાર તમે ઘણા સુંદર છો: પણ મને મારો બેડોળ પશુ ગમતો હતો."

## એક્સરસાઈઝમાં આપેલા સવાલોના અંગ્રેજી તથા ગુજરાતીમાં જવાબોઃ—

### A

1 No, there in no wizard in my country to-day. ના, મારા દેશમાં હાલ કોઈ જાદુગર નથી.

2 We put *oil* inside the lamp. અમે ફાનસમાં તેલ પૂરીએ છીએ. Oil (ઑઇલ) તેલ.

3 Rings are made of Gold. વીંટીઓ સોનાની બનાવાય છે.

4 Boys go to school when the bell rings. જ્યારે ઘંટ વાગે છે ત્યારે છોકરાઓ નિશાળે જાય છે.

5 The servant Rubes the glass with a cloth to make it clean. નોકર કાચને સાફ કરવા માટે કપડાથી ઘસે છે.

### B

1 (*a*) There are two princesses. (*b*) There are three princes (*c*) The king has five children. (*a*) બે રાજકુમારી હતી. (*b*) ત્રણ રાજકુમાર હતા. (*c*) રાજાને પાંચ છોકરાં હતાં.

2 I have three rupess to give for a new lamp. મારી પાસે નવા ફાનસ માટે આપવાના ત્રણ રૂપીઆ છે.

3 He has eaten five eggs to-day તેણે આજ ત્રણ ઈંડાં ખાધાં.

4 My mother's name was mrs. charles Smith after she was married. લગ્ન થયા પછી મારી માનું નામ મીસીસ ચાર્લ્સ સ્મીથ હતું.

5 Nos. one and six and four and eight are the same as those two windows. નંબર એક અને છ અને ચાર અને આઠ, બન્ને બારીઓ જેવા છે.

## C

1 I am fifty years old. હું પચાસ વરસ મોટો છું. Fifty (ફીફ્ટી) પચાસ.

2 We eat sugar. અમે ખાંડ ખાઇએ છીએ.

3 A girl can help her mother in the house by doing some work. છોડી પોતાની માને થોડું કામ કરીને ઘરમાં મદદ કરી શકે.

4 The Queen of the fairies sent a beautiful white bird to the girl. પરીઓની રાણીએ છોકરીને એક સુંદર સફેદ પક્ષી મોકલ્યું.

5 It was night. તે રાતનો વખત હતો.

## D

1 A rose. ગુલાબ.

2 There are twenty four moths in two years. બે વરસમાં ચોવીસ મહિના હોય છે. Twenty (ટ્વેન્ટી) વીસ.

3 The girl is making some clothes. તે કપડાં બનાવે છે.

4 There are two bad apples બે ખરાબ સફરજન છે.

## E

1 The woman does not kiss her son at night because The Had no son. સ્ત્રી રાતે છોકરાને બચ્ચી કરતી નહોતી કારણ કે તેને છોકરો નહોતો.

1 No, you cannot see the garden from your window. ના, તમે તમારી બારીમાંથી બગીચો જોઇ શકો નહિ.

1 The boys grow bigger and bigger as they grow older and older. જેમ જેમ છોકરા ઉંમરમાં વધારે મોટા થતા જાય છે તેમ તેમ તે મોટા મોટા થાય છે.

4 You must bring the light. તમારે દીવો લાવવો જોઇએ.

5 Servants wear red coats in our country. અમારા દેશમાં નોકરો લાલ ડગલા પહેરે છે.

## F

1 If I see a wolf in the forest. I will shoot it. જો હું જંગલમાં વરૂ જોઉં તો હું તેને બંદુક મારૂં.

2 An Elephant puts its food in its mouth with its nose. હાથી તેના નાક ( સુંઢ ) વડે તેનો ખોરાક તેના મોઢામાં મૂકે છે. Elephant (એલિફન્ટ) હાથી.

3 (*a*) – 4, (*b*) – 1, (*c*) – 2, (*d*) – 3.

(*a*) I walked for four days.

(*b*) I waited for three days.

(*c*) I was away from my home for seven days.

હું ચાર દિવસ ચાલ્યો, હું ત્રણ દહાડા થોભ્યો, હું સાત દહાડા બહાર રહ્યો.

5 The last man has the largest beard. છેલ્લા માણસને સૌથી મોટી દાઢી છે, Beard (બીઅર્ડ) દાઢી.

The Second man has a book in his hand. બીજા માણસ પાસે હાથમાં ચોપડી છે. Second (સેકન્ડ) બીજો. The third man has a glass in front of his eyes. ત્રીજા માણસ પાસે તેની આંખો સામે તકતો છે.

Third (થર્ડ) ત્રીજો.

## G

1 The third key will open this door. બીજી ચાવી આ બારણું ઉઘાડશે.

2 The second woman is the wife of that man. બીજી સ્ત્રી તે માણસની સ્ત્રી છે.

3 The Second face is the most beautiful. બીજો ચહેરો સૌથી વધારે સુંદર છે.
The fourth face is the ugliest ચોથો ચહેરો સૌથી વધારે બેડોળ છે.

1 Sky and sea are blue. Rose, mouth and apple are red. આકાશ અને સમુદ્ર વાદળી છે. ગુલાબ, મોઢું અને સફરજન લાલ છે.

5 Tom has three brothers. ટૉમને ત્રણ ભાઇ છે.
Tom has six sisters. ટૉમને છ બ્હેનો છે.

## H

1 You are awake for eleven hours in one day and night. તમે આખા દિવસ રાતમાં અગીઆર કલાક જાગતા હો છો. Eleven (ઇલેવન્) અગીઆર.

2 The ring is inside the big fish. વીંટી મોટી માછલીની અંદર છે.

4 (*a*) Rose ગુલાબ. (*b*) Cod. કૉડ.

5 The first pot is full of beans. પહેલું વાસણ શીંગોથી ભરેલું છે.

## I

1 We put umbrella over our head when there is Rain જ્યારે વરસાદ હોય છે ત્યારે અમે અમારા માથા ઉપર છત્રી રાખીએ છીએ.
Umbrella (અમ્બ્રેલા) છત્રી.

2 We call a servant who works in the garden, a gardner. જે માણસ બગીચામાં કામ કરે છે તેને અમે માળી કહીએ છીએ.

3 The fisherman does not ask some one to help him because he cannot speak માછીમાર કોઇને મદદ કરવા બોલાવતો નથી કારણ કે તે બોલી શકતો નથી.

4 The glass breaks if it falls on a stone. જો તકતો પત્થર ઉપર પડે તો તે ભાગી જાય. Break (બ્રેક) *v.* ભાગવું.

5 If we put the snow on the fire it melts. જો અમે બરફને અગ્નિ ઉપર મૂકીએ તો તે પીગળે છે. Snow (સ્નો) બરફ Melt (મૅલ્ટ) પીગળવું.

## J

1 An ant has most feet. કીડીને સૌથી વધારે પગ હોય છે.

2 There are more mice in the little Roam because there is no cat in the little room. નાની ઓરડીમાં મોટી ઓરડી કરતાં વધારે ઉંદરો છે કારણ કે નાની ઓરડીમાં બિલાડી નથી.

3 My father becomes angry with me when I do not obey him. જ્યારે હું તેમનું કહેવું નથી માનતો ત્યારે મારા પિતા મારી સાથે ગુસ્સે થાય છે.
Obey (ઓબે) હુકમ માનવો, કહ્યું માનવું.

4 The girl Is crying. છોકરી રડે છે.

5 There are no mice on two loaves. બે રોટલા ઉપર ઉંદર નથી.

## K

1 The man has drunk two glasses of woter. માણસે પાણીના બે પ્યાલા પીધા છે.

2 The boy has cut the tree. છોકરે ઝાડ કાપ્યું છે. Cut=કાપવું.

3 We cook fish in a pot. આપણે વાસણમાં માછલી રાંધીએ છીએ.
4 The wood and the paper burn when we put them in the fire. લાકડાને અને કાગળને જ્યારે આપણે અગ્નિમાં મૂકીએ છીએ ત્યારે બળે છે.
5 The cook comes and tells us that the food is ready. રસોઇઓ આવે છે અને આપણને કહે છે કે ખાવાનું તૈયાર છે.

## L

1 We put out a fire with water. અમે પાણીથી અગ્નિ ઓલવીએ છીએ.
2 No, he was not kieled because he was not in the house. ના. તે મરી ગયો નથી કારણ કે તે ઘરમાં નહોતો.
3 (*a*) Yes, line B–b looks longer than line A–a B–b. લીટી કરતાં A–a લીટી મોટી દેખાય છે.
(*b*) B–a is longer then A–a B–b લીટી A–a લીટી કરતાં મોટી છે.
4 A cow. A buffalo.
ગાય. ભેંસ.
5 There are horns on the top of the cow's head ગાયના માથા ઉપર શીંગડાં હોય છે. Horns (હૉર્ન્સ) શીંગડાં.

## M

1 The name of the boy sitting next to me is... મારી પાસે બેઠેલા છોકરાનું નામ......છે.
2 The oil looks like water. તેલ પાણી જેવું છે.
3 A horse runs along the road. ઘોડો રસ્તે રસ્તે દોડે છે.
4 This fat man is running so Quickly because

the wolf is running behind him. આ જાડો માણસ આટલો જલદી દોડે છે કારણ કે વરૂ તેની પાછળ દોડે છે.

## N

1 A rose. ગુલાબ.

2 The cat is rubbing its face. બિલાડી તેનો ચહેરો ઘસે છે.

4 I cannot fill this pot with water because it is closed. હું આ વાસણને પાણીથી ભરી શકતો નથી કારણ કે તે બંધ છે.

5 I must wash my hands and feet before I eat my food. મારે ખાતા પહેલાં મારા હાથ અને પગ ધોવા જોઈએ.

## O

1 I eat twice in one day. હું દિવસમાં બે વાર ખાઉં છું.

2 A man walking will take most time to go to the city. શહેરમાં જવા માટે ચાલતો માણસ વધારે વખત લે છે.

3 The train goes next from this place to રેલ ગાડી આ જગાએથી બીજી જગાએ જાય છે.

4 The name of the youngest child in this room is.........આ ઓરડામાંના સૌથી નાના છોકરાનું નામ......છે.

5 John has taken my book. જૉને મારી ચોપડી લીધી છે.

## P

1 Stone is harder than bread. રોટલી કરતાં પત્થર વધારે સખત છે.

2 Mahatma Gandhi is the greatest man who ever lived in our country. અમારા દેશમાં જે મોટા માણસો થયા છે તેમાં મહાત્મા ગાંધી સૌથી વધારે મોટા છે.

3 I like nothing more than work.
I like to play more than work.
મને કામ કરતાં કંઇ પણ વધારે ગમતું નથી.
મને કામ કરતાં રમવાનું વધારે ગમે છે.
4 Tom was the nicer boy ટૉમ વધારે સારો છોકરો છે.
5 I love my father the most.
હું મારા પિતાને સૌથી વધારે ચાહું છું

Q

1 I buy clothes from mr.........
હું.........પાસેથી કપડાં ખરીદ કરૂં છું.
2 You have told that queen Ann is dead.
તમે કહ્યું કે ઍન રાણી મરી ગઇ છે.
3 We call a man who sells loaves, a.........
અમે રોટલા વેચનારને.........કહીએ છીએ.
4 Men know more when they are old.
માણસો જ્યારે મોટા થાય છે ત્યારે વધારે જાણે છે.
5 She comes from England. તેણી લંડનથી આવે છે.

R

1 *a*. We do not make noise when we are sleeping.
જ્યારે અમે ઉંધીએ છીએ ત્યારે અમે અવાજ કરતા નથી.
*b*. We cannot make noise because we are sleeping.
અમે અવાજ કરતા નથી કારણ કે અમે ઉંઘતા હોઇએ છીએ.
2 When a man does something we should say "Thank you."
જ્યારે માણસ કંઇક કરે ત્યારે આપણે "તમારો ઉપકાર માનું છું" એમ કહીએ છીએ.
3 The trees get New leaves. ઝાડને નવાં પાંદડાં આવે છે.

4 The name of the person who showed me how to write is......મને લખતાં શીખવાડયું તેનું નામ...છે.

5 I was...yeas old when I knew how to put on my clothing. જ્યારે મને કપડાં પહેરતાં આવડયાં ત્યારે હું... વરસનો હતો.

## S

1 The name of the last person who came into this room is........

આ ઓરડામાં સૌથી છેલ્લો માણસ આવ્યો તેનું નામ...છે.

2 A B is the longest side. A B સૌથી મોટી લીટી છે.

3 Men do hard work for bread.

માણસો રોટલી માટે સખત કામ કરે છે.

4 there is their son. ત્યાં તેમનો છોકરો છે.

## T

1. It is six. છ થાય છે.

2 We cover our head with a cap.

આપણે આપણું માથું ટોપીથી ઢાંકીએ છીએ.

3 We cover our body with clothes.

આપણે કપડાંથી આપણું શરીર ઢાંકીએ છીએ.

4 We should not go alone through a big forest at night because there are wild beasts.

આપણે રાત્રે એકલા જંગલમાંથી જવું જોઈએ નહિ કારણ કે ત્યાં જંગલી જનવારો હોય છે,

Even a kind man becomes angry something.

કોઈ કોઈ વખત માયાળુ માણસ પણ ગુસ્સે થાય છે.

## U

1 He Put on egg in the water to cook.
તેણે રાંધવા માટે ઈંડું પાણીમાં મૂકયું.

2 It is a Coat. એ કોટ છે.

3 Only one son stayed at home.
ફક્ત એકજ છોકરો ઘેર રહ્યો.

4 A Can go walking,
A ચાલતો જઇ શકે.
B cannot go.
B જઇ શકે નહિ.
C can go in a cart.
C ગાડામાં જઇ શકે.

5 Pepi is the mother. પેપી મા છે.

## V

1 No, my father does not live in a big house.
ના, મારા પિતા મોટા મકાનમાં રહેતા નથી.

2 The man must be dead. માણસ મરી જવો જોઇએ.

3 (*a*) He is my father. તે મારા પિતા છે.
(*b*) I am a son. હું છોકરો છું.

4 He is ill in his stomach. તેને પેટમાં બીમારી છે.
Stomach (સ્ટમક્) પેટ, હોજરી.

5 The name of the brother who took the money is "Dick." જે પૈસા લઇ ગયો છે તે ભાઇનું નામ ડિક છે.



## અંગ્રેજી ભાષામાં વાકયરચના.

ગુજરાતી ભાષામાં **પ્રથમ** કર્તા, **પછી કર્મ કે** ક્રિયાવિશેષણ અને છેલ્લું ક્રિયાપદ એ રીતે વાકયરચના હોય છે. **જેમકે** હું ચોપડી વાંચું છું. પરંતુ **અંગ્રેજી** ભાષામાં પ્રથમ કર્તા પછી ક્રિયાપદ **અને** છેલ્લું કર્મ કે ક્રિયાવિશેષણ મૂકવામાં આવે છે. હું વાંચું છું ચોપડી. I read a book. He reads well.

## વર્તમાનકાળ વિષે વિશેષ સમજુતી.

વર્તમાનકાળમાં બીજા પુરૂષ એકવચનમાં "est" અને ત્રીજા પુરૂષ એકવચનમાં "s" પ્રત્યયો મૂળ ક્રિયાપદને લગાડવામાં આવે છે, એ તમે પ્રાયમરમાં શીખી ગયા છો.

(૧) હવે જ્યારે ક્રિયાપદને છેડે SS, SH, CH, X, અને O આવ્યા હોય અને તેને ત્રીજા પુરૂષનો "S' પ્રત્યય લગાડવો હોય તો તે "S" ને બદલે "es" પ્રત્યય લગાડવામાં આવે છે, જેમકે:—He dress-es. ( તે કપડાં પહેરે છે. ) He woshes. (તે ધુએ છે.) The army marches. (લશ્કર કુચ કરે છે.) He mixes ( તે ભેળવે છે ). He go-es (તે જાય છે).

(૨) ક્રિયાપદને છેડે "y" હોય અને "y" ની પૂર્વે વ્યંજન હોય તો બીજા પુરૂષ તથા ત્રીજા પુરૂષના પ્રત્યયો લગાડતાં પહેલાં "y" નો "i" કરવામાં આવે છે અને ત્રીજા પુરૂષના "s" ને બદલે "es" લગાડવામાં આવે છે. જેમકે:—Thou carriest, He carries. તું લઇ જાય છે, તે લઇ જાય છે. **અંગ્રેજી ભાષામાં વિશેષણ નામની પહેલાં આવે છે. પરંતુ જો નામને આર્ટીકલ લાગેલો હોય તો આર્ટિકલ અને નામ બેની વચ્ચે વિશેષણ મૂકવામાં આવે છે. જેમકે** A good boy. the good girl.

ગુજરાતી ભાષાની માફક અંગ્રેજીમાં વિશેષણ વિકારી અવિકારી એમ નથી. બધાં વિશેષણ અંગ્રેજીમાં અવિકારી છે, ફક્ત બે જ વિશેષણ "This અને That" વિકારી છે.

(વિકારી એટલે જે વિશેષણ તેના વિશેષ્ય પ્રમાણે જાતિ વચનમાં ફરે તે.) આ બે વિશેષણનું બહુવચન "This અને Those." થાય છે. જેમકે:—This boy નું બહુવચન These boys. That girl નું બહુવચન Those girl થાય છે.

બહુવચન કરવાના નિયમો.

(૧) અંગ્રેજી ભાષામાં નામનું બહુવચન કરવું હોય તો નામને "s" પ્રત્યય લગાડાય છે જેમકે:—Horse-s, Coat-s. વગેરે.

(૨) જો નામને છેડે "ss, sh, ch, x, કે o" આવ્યા હોય અને તે નામનું બહુવચન કરવું હોય તો તે "s" ને બદલે "es" પ્રત્યય લગાડાય છે. જેમકે:—Ass=Asses, Fish=Fishes Church=Churches (દેવળો). Box=Boxes. Buffalo Buffaloes (ભેંસો)

(૩) જો નામને છેડે "y" હોય અને તેના પહેલાં વ્યંજન હોય તો તે નામને બહુવચનનો "s" પ્રત્યય લગાડના પહેલાં "y" નો "i" કરવો અને "s" ને બદલે "es" પ્રત્યય લગાડવો જેમકે:—Fly=Flies (માખીઓ).

(૪) કેટલાંક નામોને ઉપરના નિયમો લાગુ પડતા નથી તે નીચે પ્રમાણે છે:—

| | |
|---|---|
| પુરૂષ A Man | પુરૂષો Men |
| સ્ત્રી A Woman | સ્ત્રીઓ Women. |
| પગ A foot | પગો Feet |
| હંસ A goose | હંસો Geese |
| દાંત A tooth | દાંતો Teeth |
| ઉંદર A Mouse | ઉંદરો Mice |

જૂ A louse — જૂઓ Lice
બળદ An ox — બળદો Oxen.
બાળક A child — બાળકો Children

## આજ્ઞાર્થ કાળ.

ગુજરાતીની માફક અંગ્રેજીમાં પણ આજ્ઞાર્થનું ક્રિયાપદ મૂળરૂપે વપરાય છે જેમકે:—જા, અને ઘંટ વગાડ. Go, and ring the bell. તમારૂં નામ લખો Write your name. વગેરે

આજ્ઞાર્થના રૂપોમાં હુકમ, વિનંતિ અથવા બોધનો અર્થ રહેલો છે. જેમકે:—તમારૂં નામ લખો, Write your name. ઓ ઈશ્વર અમારી સંભાળ લે. Oh God, take care of us. પ્રમાણિક થાઓ. Be honest. વગેરે.

**નોટ**—આજ્ઞાર્થમાં કર્તા હોતો નથી. ક્રિયાપદથીજ વાકય શરૂ થાય છે. ગુજરાતી ભાષામાં આજ્ઞાર્થ બે રૂપે વપરાય છે. એક વર્તમાન કાળમાં અને બીજું ભવિષ્યકાળમાં. પરંતુ અંગ્રેજીમાં ફક્ત વર્તમાનકાળ રૂપ વપરાય છે. જેમકે:—તમે તમારૂં કામ કરો, તમે તમારૂં કામ કરજો. અંગ્રેજીમાં એ બન્નેનું એકજ રૂપ થાય છે. Do your work.

## કૃદંત વિષે.

(૧) કૃદંત બે છે:—વર્તમાન કૃદંત અને ભૂત કૃદંત.

(૨) વર્તમાન કૃદંત (Present Participles). નો પ્રત્યય "Ing" છે જેમકે, Playing, Thinking, Going. વગેરે.

(૩) જો ક્રિયાપદને છેડે "e" આવેલો હોય તો તે "e" કાઢી નાખીને "Ing" લગાડવામાં આવે છે જેમકે:—Write=Writing. Ride=Riding, Rise=Rising, Come=Coming. વગેરે.

(૪) ભૂતકૃદંતનો પ્રત્યય. "ed" છે. ક્રિયાપદને "ed" લગાડવાથી ભૂતકૃદંત થાય છે જેમકે:—Walk=Walked.

**નોટ**—કેટલાંક અનિયમિત ક્રિયાપદો છે. જેનાં ભૂતકૃદંતનાં રૂપ "ed" લગાડે થતાં નથી. તેનું છેવટે લીસ્ટ આપવામાં આવશે.

(૫) ક્રિયાપદનો અંત્યાક્ષર "e" હોય તો "ed" પ્રત્યય લગાડતા પહેલાં એક "e" નો લોપ થાય છે. જેમકે–Love=Loved.

(૬) જો ક્રિયાપદને છેડે એક જ વ્યંજન હોય અને વ્યંજનની પૂર્વે એક જ સ્વર હોય તો વર્તમાન કૃદંતનો "ing", વર્તમાનકાળના બીજા પુરૂષનો "est" અને ભૂતકૃદંતનો "ed" પ્રત્યય લગાડતા પહેલાં તે વ્યંજન બેવાર લખાય છે. જેમકેઃ–Rub–=Rubbing, Rubbest, Rubbed, Cut=Cutting, વગેરે.

To be ક્રિયાપદનાં વર્તમાન કાળનાં રૂપ પ્રાયમરની નોટ્સમાં આવી ગયાં છે, જેથી ભૂતકાળ તથા ભવિષ્યકાળનાં રૂપ નીચે પ્રમાણે આપવામાં આવે છેઃ—

| | |
|---|---|
| હું હતો. I Was | અમે હતા. We Were |
| તું હતો. Thou wast | તમે હતા You were |
| તે હતો. He was | તેઓ હતા. They were. |

To be નાં ભવિષ્યકાળનાં રૂપ.

| | |
|---|---|
| હું હોઇશ I Shall be | અમે હોઇશું We shall be |
| તું હોઇશ thou wilt be | તમે હશો You will be |
| તે હશે He will be | તેઓ હશે They will be |

To have ક્રિયાપદનાં વર્તમાન તથા ભૂતકાળનાં રૂપો પ્રાયમરની નોટ્સમાં આપવામાં આવ્યો છે તેથી ફક્ત ભવિષ્યકાળનાં જ રૂપ અહીં આપવામાં આવે છેઃ—

To have ક્રિયાપદનાં ભવિષ્યકાળનાં રૂપ.

| | |
|---|---|
| મારી પાસે હશે I shall have. | અમારી પાસે હશે We shall have |

તારી પાસે હશે thou wilt have. તમારી પાસે હશે You will have

તેની પાસે હશે He will have. તેઓની પાસે હશે They will have

નોટ—" To be અને To have" ક્રિયાપદો સહાયકારક ક્રિયાપદનું કામ કરે છે અને તેમનો ઉપયોગ બીજાં ક્રિયાપદના જૂદા જૂદા કાળ બનાવવામાં થાય છે.

સહાયકારક=An auxiliary verb.

## ક્રિયાપદના કાળવિષે.

અંગ્રેજી ભાષામાં નવ કાળ છે, જે વિષે પ્રાયમરની નોટ્સમાં કહેવામાં આવ્યું છે. તેનાં નામ :—

| | | |
|---|---|---|
| સાદો વર્તમાનકાળ | ચાલુ વર્તમાનકાળ | પૂર્ણ વર્તમાનકાળ |
| ,, ભૂતકાળ | ,, ભૂતકાળ | ,, ભૂતકાળ |
| ,, ભવિષ્યકાળ | ,, ભૂવિષ્યકાળ, | ,, ભવિષ્યકાળ. |

ઉપરના નવ કાળમાંથી સાદા કાળ તથા પૂર્ણ વર્તમાનકાળ તથા પૂર્ણ ભૂતકાળ વિષે પ્રાયમરમાં કહેવામાં આવ્યું છે, એટલે બાકીના ચાલુ કાળ તથા પૂર્ણ ભવિષ્યકાળ વિશે આ જગાએ લખવામાં આવશે :—

## ચાલુ કાળ વિશે.

(૧) બોલતી વખતે ક્રિયા ચાલુ છે એવું જણાવવા ખાતર શુદ્ધ કાળ ન વાપરતાં અંગ્રેજી ભાષામાં ચાલુ કાળ વાપરવામાં આવે છે.

(૨) કોઈ પણ ક્રિયાપદનો ચાલુકાળ બનાવવો હોય તો તે ક્રિયા-પદના વર્તમાન કૃદંત પહેલાં "To be" ક્રિયાપદનાં તે કાળનાં રૂપ મૂકવાં. ચાલુ વર્તમાનકાળ બનાવવો હોય તો " To be"નાં વર્તમાનકાળનાં રૂપ મૂકવાં, ચાલુ ભૂતકાળ બનાવવો હોય તો "To be" નાં ભૂતકાળનાં રૂપ મૂકવાં, ચાલુ ભવિષ્ય-કાળ બનાવવો હોય તો "To be" નાં ભવિષ્યકાળનાં રૂપ મૂકવાં.

To read ક્રિયાપદનાં ત્રણે કાળનાં ચાલુ રૂપ નીચે પ્રમાણેઃ–

ચાલુ વર્તમાનકાળ.

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I am reading | We are reading. |
| બીજો પુ. | Thou art reading. | You are reading |
| ત્રીજો પુ. | He is reading. | They are reading. |

ચાલુ ભૂતકાળ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I was reading. | We were reading |
| બીજો પુ. | Thou wast reading. | You were reading. |
| ત્રીજો પુ. | He was reading. | They were reading. |

ચાલુ ભવિષ્યકાળ

| | એકવચન | બહુવચન |
|---|---|---|
| પહેલો પુ. | I shall be reading | We shall be reading |
| બીજો પુ. | Thou will be reading | You will be readiug |
| ત્રીજો પુ. | He will be reading | They will be reading |

(૩) બોલતી વખતે કંઈ કામ જારી કે ચાલતું હોય તો ચાલુ રૂપ વાપરવું. જેમકેઃ–છોકરાઓ નિશાળે ( હમણાં ) જાય છે. The boys are going to school. જે ક્રિયા નિત્ય થતી હોય તેને માટે ચાલુ રૂપ વાપરવું નહિ. જે પ્રમાણે "To be" ક્રિયાપદથી ચાલુ કાળ બને છે તે પ્રમાણે "To have" ક્રિયાપદથી પૂર્ણકાળ બને છે. પૂર્ણ વર્તમાન કાળ તથા પૂર્ણ ભૂતકાળ વિષે પ્રાયમરની નોટ્સમાં કહેવામાં આવ્યું છે. અહીંઆં પૂર્ણ ભવિષ્ય કાળનાં રૂપ આપવામાં આવ્યાં છે.

(૧) પૂર્ણ કાળનાં રૂપ બનાવવાં હોય તો ક્રિયાપદના ભૂતકૃદંત પહેલાં " To have " ક્રિયાપદનાં તે કાળનાં રૂપ મૂકવાં. વર્તમાન કાળનાં રૂપ હોય તો "To have" વર્તમાન કાળનાં,

ભૂતકાળનાં હોય તો "To have" નાં ભૂતકાળનાં, અને ભવિષ્ય કાળનાં હોય તો "To have" નાં ભવિષ્ય કાળનાં રૂપ મૂકવાં.:-

To love ક્રિયાપદનાં પૂર્ણ ભવિષ્યકાળનાં રૂપ.

| એકવચન | બહુવચન |
|---|---|
| I shall have loved. | We shall have loved |
| Thou wilt have loved. | You will have loved. |
| He will have loved. | They will have loved. |

ઉપર પ્રમાણે અંગ્રેજીનાં નવ કાળનાં રૂપ તૈયાર થાય છે તે ખાસ ધ્યાન રાખવું.

To speak ક્રિયાપદનાં નવ કાળનાં રૂપ નીચે પ્રમાણે.

| એકવચન | બહુવચન. |
|---|---|
| I speak. | We speak. |
| Thou speakest | You speak. |
| He speaks. | They speak. |

સાદો ભૂતકાળ.

| | |
|---|---|
| I spoke | We spoke |
| Thou spokest | You spoke |
| He spoke | They spoke |

સાદો ભવિષ્યકાળ

| | |
|---|---|
| I shall speak | We shall speak. |
| Thou wilt speak | You will speak |
| He will speak | They will speak |

ચાલુ વર્તમાન કાળ

| | |
|---|---|
| I am speaking | We are speaking |

Thou art speaking — You are speaking
He is speaking — They are speaking

ચાલુ ભૂતકાળ.

I was speaking. — We were speaking.
Thou wast speaking — You were speaking.
He was speaking — They were speaking.

ચાલુ ભવિષ્યકાળ

I shall be speaking — We shall be speaking.
Thou will be speaking. — You will be speaking.
He will be speaking — They will be speaking.

પૂર્ણ વર્તમાનકાળ

I have spoken — We have spoken.
Thou hast spoken — You have spoken.
He has spoken — They have spoken.

પૂર્ણ ભૂતકાળ.

I had spoken — We had spoken.
Thou hadst spoken — You had spoken.
He had spoken — They had spoken.

પૂર્ણ ભવિષ્યકાળ

I shall have spoken — We shall have spoken.
Thou wilt have spoken — You will have spoken.
He will have spoken — They will have spoken.

To do ક્રિયાપદનો ઉપયોગ તથા રૂપ.

To do ક્રિયાપદના બે ઉપયોગ છે, એક સહાયકારક તરીકે અને બીજો મુખ્ય ક્રિયાપદ તરીકે. જ્યારે મુખ્ય ક્રિયાપદ તરીકે ઉપયોગ થાય છે ત્યારે તેનો અર્થ કામ કરવું એવો થાય છે, જેમકે–હું મારૂં કામ કરૂં છું. I do my work. તેણે પોતાનું કામ કર્યું. He did his work.

જ્યારે પ્રશ્નાર્થમાં સહાયકારક ક્રિયાપદ ન હોય ત્યારે પહેલાં "Do" ક્રિયાપદ વાપરી કર્તા મૂકવો અને પછી મૂખ્ય ક્રિયાપદ વાપરવું. જેમકેઃ—શું તમે વાંચો છો? Do you read? જ્યારે ભૂતકાળ હોય તો "Do" નો ભૂતકાળ વાપરવો. શું તેણે લખ્યું? Did he write?

જ્યારે નિષેધાર્થમાં સહાયકારક ક્રિયાપદ ન હોય ત્યારે વર્તમાનકાળમાં "Do" અને ભૂતકાળમાં "Did" વપરાય છે. અને તેના પછી "not" મૂકાય છે, જેમકે;—હું લખતો નથી. I do not write. મેં લખ્યું નહિ. I did not write.

## શબ્દયોગી અવ્યયનો ઉપયોગ.

ગુજરાતી ભાષામાં વિભક્તિ સાત છે પણ અંગ્રેજીમાં વિભક્તિ ત્રણ છે, એ આગળ કહેવામાં આવ્યું છે. પહેલી, બીજી અને છઠ્ઠી. આ સિવાયની ગૂજરાતી ભાષાની બાકીની વિભક્તિનાં અર્થ બનાવવનાર પ્રત્યયો નામને લાગે તે નામની અંગ્રેજીમાં બીજી વિભક્તિ ગણાય છે. શબ્દયોગી અવ્યય એટલે જે શબ્દો નામની વિભક્તિનો અર્થ બતાવે છે. જેમકેઃ—By, With, To, For, from, Of, In, Into, At, On, Over, Near, Up, Down વગેરે.

ગુજરાતીમાં શબ્દયોગી અવ્યય નામની પાછળ મૂકાય છે પણ અંગ્રેજીમાં શબ્દયોગી અવ્યય નામની આગળ મૂકાય છે. જેમકેઃ— મેજ ઉપર On the table, નદીમાં, In the river, રાત્રે, At night વગેરે

## અનિયમિત ક્રિયાપદો.

| સામાન્ય રૂપ | ભૂતકાળ | ભૂતકૃદંત |
|---|---|---|
| Go | went | gone |
| Get | Got | Got |
| Know | Knew | Known |
| Hide | Hid | Hidden |
| Take | Took | Taken |

| | | |
|---|---|---|
| Ring | Rang | Rung |
| Be | Was | Been |
| Eat | Ate | Eaten |
| Say | Said | Said |
| Give | Gave | Given |
| Send | Sent | Sent |
| Bring | Brought | Brought |
| Sleep | Slept | Slept |
| Awoke | Awoke | Awoken |
| See | Saw | Seen |
| Grow | Grew | grown |
| Make | Made | Made |
| Fall | Fell | Fallen |
| Put | Put | Put |
| Run | Ran | Ran |
| Hear | Heard | Heard |
| Shoot | Shot | Shot |
| Speek | Spoke | Spoken |
| Do | Did | Done |
| Sell | Sold | Sold |
| Drink | Drank | Dtunk |
| Burn | Burnt | Burnt |
| Sell | Sold | Sold |
| Think | Thought | Thought |
| Smell | Smelt | Smelt |
| Begin | Began | Begun |
| Lay | Laid | Laid |
| Ring | Rang | Rung |
| Lose | Lost | Lost |
| Buy | Bought | Bought |

# ALPHABETICAL VOCABULARY

## TO PRIMER & IB COMBINED

Prep=Preposition. Pron=Pronoun.

v=*Verb* : n=*Noun* : adv=*Aduerb* :

a=*Adgective* : conj=*Conjunction.*

A.

A=એક

Abour=આસરે, માટે, આસપાસ

[See about,=અહીં તહીં જોવું]

Add=ઉમેરવું

Afraid=બિધી

After=પછી

[Ever after=હંમેશ માટે]

Africa=આફ્રીકા ખંડ

Again=ફરીવાર

All=સર્વ

[At all=જરાએ પણ]

Alive=જીવતો-તી-તું-તાં

Along=એકલો-લી-લાં

Along=આગળથી

Always=હમેશાં

Am=છું

An=એક

And=અને

Angry=ગુસ્સે

Another==બીજો

Answer, *n&v*,=જવાબ, જવાબ આપવો.

Ant=કીડી

Any, enni=કોઇપણ

Any-one=કોઇપણ એક

Any more=વધુવાર

Apple=સફરજન

Are=છે ( બહુવચન )

Arm=હાથ

[Arm in arm=હાથમાં હાથ ભેળવી]

As=જે વખતે

As...as...=પેઠે

As soon as=જેવો કે

Ask for=માંગવું

Ask...to...=કહેવું

Ask, "..?"=સવાલ પુછવો, પુછવું

Asleep=ઉંઘમાં પડેલી

Ass, Asses=ગધેડો ; ગધેડી

At=તરફ

At all=જરાએ પણ

At once=એકદમ, તરતજ
Ate=ખાધું. Ate up, ખાઇ ગયું
Awake=જાગૃત
Away=આઘે :— (take)
Away—આઘે લઇ જવો
Awoke=ઉઠી
Axe=કુહાડી

B.

Back, *n*=પીઠ
Back, *adv*=પાછો ફરી
Bad=દુષ્ટ, ખરાબ
Be=હોવું, થવું
Beans=શીંગ
Bear=રીંછ
Beard=દાઢી
Beast=પશુ
Beautiful=ખુબસુરત, સુંદર
Beauty=ખુબસુરતી, સુંદરતા
Became=થયું
Because=કારણ કે
Become=થવું
Bed=પલંગ
Been, (have) been=થયેલું, હોયલું
Before=અગાઉ, પહેલાં
Before=આગળ. સામે
Began=શરૂ કર્યું
Begin=શરૂ કરો
Bell=ઘંટો
Big, મોટો-ટી-ટું-ટાં
Bird=પક્ષી
Bit, *n*=ટુકડો
Bit, *v*=કરડયું-યાં
Bite=કરડવું
Bitten, (is) કરડવામાં આવ્યું છે
(has) bitten=કરડયું છે
Blue=વાદળી રંગની
Body=શરીર
Book=ચોપડી
Bought=ખરીદ્યા
Box=દાબડો
Boy=છોકરો
Brave=બહાદુર
Brave-ly=બહાદુરીથી
Bread=રોટલી, રોટલો
Bring=લાવવું
Brother=ભાઇ
Brought=લાવ્યો
Burn=બાળવું
But=પણ
But=સિવાય
Buy ખરીદવું
By (went by)=પસાર થયાં

By=નજીક
By=સાથે
:—By (the king's son)
=રાજાના છોકરા સાથે

C.

Call=બોલાવવું, હાંક મારવી
Call bad names=ગાળ દેવી
Called=બોલાવ્યો, હાંક મારી
Came=આવ્યો
Can=શકવું
Cart=ખટારો, ગાડું
Cat=બિલાડી
Catch=પકડવું
Caught=પકડયું
Change=ફેરવી નાંખવું
Child=બાળક
Cpildren=બાળકો
China—ચીન
City=શહેર
Clean *adj.*, સફાઇ
Clean, *v*, સાફ કરવું
Cloth=કપડું
Clothes=પહેરવાનાં કપડાં
Coat=ડગલો
Cold=ઠંડુ
Come=આવવું
Cook=રાંધવું
Cook, *n*, બબરચી, ભોજન રાંધનાર
Could=શકયું
Country, countries=દેશ, દેશો
The Country=ગામડું
Covered, *v*, ઢંકાયલી
Cow=ગાય
Cry=રડવું, રડી
Cried=બોલી ઉઠી

D.

Day=દિવસ
Dead=મુએલું, નિર્જીવ
Did=કર્યું
( Did he sit ? તે બેઠો ? )
'Did' આ શબ્દ વાકયની પહેલાં સવાલ પુછવાની નિશાની તરીકે મુકવામાં આવે છે.
Die=મરવું
Do=કરવું. 'Do they sit ?' (તેઓ બેસે છે ?) 'Do' આ શબ્દ વાકયની પહેલાં સવાલ પુછવાની નિશાની તરીકે મુકવામાં આવે છે.
Does=કરે છે ( He does, તે કરે છે ) 'Does' આ શબ્દ વાકયની પહેલાં સવાલ પુછવાની

નિશાની તરીકે મુકવામાં આવે છે
Done=થયું
Door=દરવાજો
Down=નીચે, તળીએ.
Drank=પીધું
Dress, *n*, પહેરણ, કપડાં
Dress, *v*, કપડાં પહેરવાં
Drink=પીવું
( has ) drunk, *v*, પીધું છે.
Duck=બતક
Dust=ધૂળ
Dusty=ધૂળથી ભરેલું

E.

Each=દરેક
Ear=કાન
Eat=ખાવું
Eaten ( had ) eaten—
ખાધેલું—ખાધું હતું
Egg=ઇંડું
England, વિલાયત
-er, Poor-er, etc., વધારે ગરીબ
( "er" ) બે વસ્તુની સરખામણી કરવામાં વપરાય છે )
-est, Richest,—( બે કરતાં વધુ વસ્તુ સાથે એક વસ્તુની સરખામણી કરવા માટે 'est' વપરાય છે )—સૌથી વધારે તવંગર
Even, *adv.*, પણ
-ever,—હંમેશ
Who-ever=કોઇ પણ
What-ever=કંઇ પણ
Wher-ever=ક્યાં પણ
Ever after=હંમેશ માટે
Every=દરેક
Every-one=દરેક જણ
Every-where=દરેક ઠેકાણે
Eye=આંખ

F

Face=મ્હોડું, મુખડું
Fairy=પરી, વનદેવી
Fall=પડવું
Fall asleep=સુઇ જવું
Fallen-( has ) fallen=
પડયું છે
Far=દુર
Fat=જાડો-ડી-ડું-ડાં
Father=પિતા
Feet=પગો
Fell=પડયો etc.
Field=ખેતર, મેદાન
Fill=ભરવું
Find=શોધી કાઢવું

Fire, (to be) On fire=
અગ્નિ, બળતણ–આગમાં હોવું
Fish=માછલી
Fisherman=માછીમાર
Flower=ફુલ
Food=અન્ન, ખોરાક
Foot=પગ
At the foot of=તળે
For, (for three days),
—સુધી :— [ for three
days=ત્રણ દિવસ સુધી]
For=કારણ
Forest=જંગલ
Found=શોધી કાઢયું
Fox=શિયાળ
Friend=મિત્ર
From=કનેથી, પાસેથી
Front=આગળો ભાગ
In front of=સામું
Full=ભરપુર
Full of=થી ભરપુર

G.

Garden=બાગ, બગીચો
Gave=આપ્યું
Get=મેળવવું
Get out=બહાર આવવું
Giant=રાક્ષસ, દૈત્ય
Girl=છોકરી
Give=આપવું
Given (has) given=આપ્યું
–આપ્યું છે
Glad=રાજી, ખુશી
Glad to (see you), તમને
જોઈને ખુસી છું
Glass=તકતો, આરસી
,, =કાચ
Glasses=કાચની વાડકીઓ
Go=જવું
Good=સારી–રો–રૂં–રાં
Good for nothing=નકામા
Gold=સોનું
Golden=સોનેરી
Gone (has) gone=ગયો છે
Got=મેળવ્યું
Grandmother=દાદીમા
Great=મોટો–ટી–ટાં–ટું
Grew, *Pr.* Groo=મોટો
થયો–થઇ–થયાં
Grow, Grow up=ઉગ્યાં
હતાં

H.

Had, he had=કને હતું,
તેની કને હતું
Hall=સભાગૃહ

Hand=હાથ
Happiest=સૌથી વધારે સુખી
Happily=સુખથી
Hard=સખ્ત
Has–he has પાસે છે, તેની પાસે છે
Hat=ટોપી
Have, I have=પાસે છે, મારી પાસે છે
Have to go=જવું પડે
He=તે, પેલો
Head=માથું
Hear, Heard=સમજવું, સમજ્યો
Help, *v*=મદદ કરવી
,, *n*=મદદ
Hen=મરઘી, કુકડી
Her=તેણીનો–નું–નાં
Here=અહીં
Hid=છુપાયો, છુપાવ્યો
Hidden=ગુપ્ત, છુપાવેલું
Hide=છુપાવું, છુપાવવું
Hill=ટેકરી
Him=તેને
His=તેનો–ની–નું–નાં
Hit=મારવું, માર્યું
Hole=કાણું, બાકું
Home=પોતાનું રહેવાનું ઘર
Horse=ઘોડો
Hot=ગરમ, ઉષ્ણ
Hour=કલાક
House=ઘર
How=કેમ, કેવી રીતે
How many ? કેટલી–કેટલાં –લા ?
Hundred=એકસો
Hut=ઝુંપડી

I.

I=હું
If=જો, અગર જો
Ill=માંદુ, આજારી
In=માંહે, અંદર
In and out (of)=અંદર અને બહાર
Inside=અંદરની બાજુ
-ing, ચાલુ વર્તમાનનો પ્રત્યય go-ing, etc.,
–(am) going=(હું) જાઉં છું.
Into=અંદર
Is=છે
It=તે
Its=તેનો–ની–નું–નાં

J

Jar=બરણી
Jewel=જવાહીર, રત્ન

Journey=મુસાફરી
Jump=કુદવું
Just=ઇન્સાફી
Just=તત્કાળ
Just as=જે વખતે
Just then=તેજ વખતે

K

Key=ચાવી, કુંચી
Kill=મારી નાખવું
Kind=માયાળુ
King=રાજા
Kiss, *v* & *n.*=ચુમી લેવી,ચુમી
Knew=જાણ્યું
Know=જાણવું

L

Laid (eggs)=ઈંડાં મુકવાં
Laid (head) માથું મુક્યું
Lamp=બત્તી, ફાનસ
Lane=ગલી, શેરી
Large=મોટું
Last=છેલ્લો-લી-લું-લાં
At last=આખરે
Lay. (Egg) ઇડાં મુકવાં
Lazy=આળસુ
Lead, *v.*=રસ્તો બતાવવો
Led=રસ્તો બતાવ્યો
Light, *n.* ઉજાશ, પ્રકાશ

Like=જેવાં
Look like gold=સોના જેવાં દેખાય
Like=ગમવું
Line=લીટી, લોખંડની સડક
A line (of)=ની હાર
Little=નાનું
A little=થોડુંક
Look little=નાનું જણાતું
Live, *v.*=રહેવું
A-live=જીવતો-તી-તું-તાં
Loaf=રોટલો
Loaves=રોટલા
London=વિલાયતની રાજધાનીનું શહેર
Long=લાંબો-બી-બું-બાં
Looked at=તરફ જોયું
Looked little=નાનું જણાયું
Look for=જોવું, શોધવું
Lose=ગુમાવવું
Lost=ગુમાવ્યો-વ્યાં-વ્યું
Love, *v* & *n.*=સ્નેહ કરવો -સ્નેહ
-ly, happily, etc.,=ક્રિયા વિશેષણ અવ્યય બતાવનાર પ્રત્યય, સુખથી

## M

Made=બનાવ્યું

( was ) made=બનાવ્યું હતું

of=નું બનાવેલું

Magpie=એક જાતનું પક્ષિ

Make=બનાવવું

Making=(am) (હું) બનાવું છું

Man=માણસ, પુરૂષ

Many, *Pr.* meni=પુષ્કળ

Mark, *n* =નિશાની

Marry, married=પરણવું, પરણ્યો, પરણી, પરણ્યાં

May=શક્તિ બતાવનાર સહાયકારક ક્રિયાપદ. [may die= જોઇએ તો મારે ]

Me=મને

Men=માણસો, પુરૂષો

Mice=ઉંદરો

Milk=દુધ

Money=પૈસા

Month=મહિનો

More=વધારે

Morning=સવાર, પ્રભાત

Most=સૌથી વધારે

Mother=મા

Mouse=ઉંદર

Mouth=મોઢું

Mr. *Pe.* Mister=મરદના નામની પહેલાં માનાર્થે બોલવાનો શબ્દ

Mrs. *Pr.* Missiz=પરણેલી સ્ત્રીના નામની પહેલાં માનાર્થે બોલવાનો શબ્દ

Much=પુષ્કળ, ઘણું

Must=જોઇએ

My=મારો, મારી, મારૂં, મારાં

## N.

Name, *n*=નામ

Named=નામે

Near=નજીક

Needle=સોય

Net=જાળ

Never=કદી નહિ

New=નવો–વી–વું–વાં

Next=બીજો

Nice=સુંદર

Night=રાત

No=નહિ

Noise=અવાજ

None=એક પણ નહિ, કોઇ નહિ

Noon=બપોર

Nose=નાક

Not=નથી

Note=પત્ર
Nothig=કંઇ પણ નહિ
Now, Now=હમણાં; હવે 'Now' ધ્યાન ખેંચવા માટે વાક્યની પહેલાં 'now' કોઇવાર વાપરવામાં આવે છે.

O.

Of, *Pr.* ov=નો–ની–નું–નાં
Of (my father)=મારા બાપનો-ની-નું-નાં
Old=જુનો-ની-નું-નાં
On=ઉપર
Once, *Pr.* Wuns=એકવાર
At once=એકદમ તરતજ
One, *Pr.* Wun=એક
Open=ઉઘાડું
Or=અથવા
Other=બીજો–જી–જું–જાં
Another=બીજો
Our=આપણું
Out=બહાર
Out of=ની બહાર
Outside, *n.*=બહારની બાજુ
Over=ઉપર
Own, *anj*=પોતાનું
Of his own=તેનું પોતાનું

P.

Paper=કાગળ
Pen=કલમ
Pencil=સીસાપેન, પેન્સિલ
Person=જણ
Place, *n*=જગ્યા
In place of=બદલે
Place, *v* =મુકવું
Plant *n.*=છોડવો, રોપો
Please *v.*=ખુશી કરવું
Please=માનાર્થે બોલવાનો શબ્દ
Poor=ગરીબ
Poor (Pitiable)=ગરીબ
Pot=વાસણ
Powder=ભુકો.
Pretty, *Pr.*. Pretty=સુંદર.
Prick=ભોકવું
Prince=શાહજાદો
Princess=શાહજાદી
Put= મુકવું, મુકયું Put on shoes, clothes=બુટ પહેરવા, કપડાં પહેરવાં
Put out fire=આગ બુજવવી

Q.

Quarrel, with=કજીઓ કરવો
Queen=રાણી
Quick=જલદી
Quickly= જલદીથી

R.

Rabbit=સસલું Rain, *v.* & *n.* વરસાદ પડવો, વરસાદ
Ran=દોડી
Rang=વાગ્યો-ર્યાં-યું
Read=વાંચવું
Read=વાંચ્યું
Ready=તૈયાર
Red=લાલ
Remember=યાદ રાખવું
Rich=શ્રીમંત, પૈસાદાર
Riches=ધન, દોલત
Richest=સૌથી વધારે તવંગર
Ride=સવારી કરવી
Ring *n* =વીંટી
Ring *v.*=વાગવું
River=નદી
Road=રસ્તો
Rode=સવારી કરી
Room=ઓરડો
Rose *n.*=ગુલાબ
Rub=ઘસવું
Rubbed=ઘસી
Run=દોડવું

S.

Sad=ઉદાસ, નારાજ
Sadly=ઉદાસીથી
Said=કહ્યું
Same=તેજ
Sat=બેઠો, બેઠા
Save=બચાવવું
Saw=જોયું
Say=કહેવું
Sea=દરિયો
See=જોવું
See that=જોજો કે કાળજી લેજો કે
See=અહીં તહીં જોવું
Seen=જોયું
Is seen=જોયું છે
Sell=વેચવી
Send=મોકલવું
Send for=બોલાવવા મોકલવું
Sent=મોકલ્યું
Servant=ચાકર, નોકર
Set=ગોઠવવું, મુકવું, ગોઠવ્યું, મુક્યું
Set out=નીકળ્યો
Seven=સાત
Shall=ભવિષ્ય કાળ બતાવવા ક્રિયાપદની આગળ વપરાતી નિશાની
(I) shall (read)-હું વાંચીશ
She=તેણી

Ship=વહાણ
Shoe=જોડા
Shoot=બંદુક છોડવી, ગોળી મારવી
Shot *v.*=બંદુક છોડી, ગોળી મારી
Shot, *n.*=બંદુકનો ધડાકો
Should, should ( have asked)=કહ્યું હતે
Show=દેખાડવું
Shut=બંધ કરવું, ઢાંકવું, બંધ કર્યું, ઢાંક્યું
Side=બાજુ તરફ
Sister=બહેન
Sit=બેસવું
Six=છ
Sky=આકાશ
Sleep, *v.* & *n.*=સુવું, ઉંઘ, નીંદ
Slept=સુતો
Small=નાનો–ની–નું–નાં
Smell, *v.* & *n.* વાસ લેવો, વાસ
Snow=બરફ
So=એમ, તેથી
So...thatએટલાં સુધી...કે
Sold=વેચ્યું
Some=થોડાં
Some-thing=થોડાં
Some one=કોઇ એક
Some-thing (to eat)=કંઈ ખાવાનું
Sometimes=કોઈવાર
Son=દીકરો
Soon=જલદી As soon as જેવો કે
South=દક્ષિણ
Speak=બોલવું
Spoke=બોલી
Stand=ઉભું રહેવું
Stay=રહેવું
Still, *adv.*=હજુ સુધી
Stone=પથ્થર
Stood=ઉભો રહ્યો etc.
Story=વાર્તા
Street=શેરી, મોહલ્લો
Sun=સુર્ય

T.

Table=મેજ
Take=લેવું
Taken, (is) Taken=લઇ જવામાં આવી
Tell=કહો
Tell=કહેવું

Ten=દશ
Tent=તંબુ
Than=કરતાં
Thank=ઉપકાર માનવો
That *adj*=તે, એ, પેલું
(Knew) that, *conj*., (જાણ્યું) કે
That=તે:—
that (are)=જે છે તે
The=નામની પહેલાં નિશ્ચયાર્થ શબ્દ મુકેલો હોય તે The hen=(તે) મરઘી
Their=તેઓના—ની—નું—નાં
Them=તેઓને
Then=ત્યાર પછી
There=ત્યાં
("There is a train here'-અહીં એક આગગાડી છે. આ ઠેકાણે "There" નિશ્ચયાર્થ શબ્દ છે
These=આ ( અનેક વચન )
They=તેઓ
Thing=ચીજ, વસ્તુ
Think=ધારવું
This=આ ( એક વચન )
Those=તેઓ, પેલા, એઓ,
Thought=વિચાર
Three=ત્રણ
Threw=ફેંક્યું—ત્યાં
Through=માંથી
Throw=ફેંકવું
Thrown—(is) thrown=નાંખવામાં આવ્યો છે ( has ) thrown=નાંખ્યો છે
Time=વખત Many times=ઘણીવાર
Sometimes=કોઇવાર
Tin=પતરાંનો દાબડો
To=ને, કને (પાસે) Went to get, લેવા ગયો
Work to do=કામ કરવાનું
To-day=આજ, આજે
Told=કહી
To-night=આજ રાતે
Too=બહુ
Took=લીધી
Top=ટોચ
Train=આગગાડી
Tree=ઝાડ
Twice=બેવાર
Two=બે

U.

Ugly=કદરૂપી પો—પાં—પું

Un=Un-kind—નકાર દર્શક પ્રત્યય—નિર્દય
Un-happy, *etc*=દુખી
Up=ઉપર
Grow up=મોટું થવું
Eatup=ખાઈ જવું
Upon=ઉપર
Us=અમને, આપણને

V.

Very=ઘણું

W.

Wait=થોભવું
Wake=જાગૃત થવું
Walk=ચાલવું
Wall=ભીંત
Want *v.*=ઇચ્છવું, માંગવું
Was=હતો
Wash=ધોવું
Water=પાણી
Way=રસ્તો
Way=રીત, પ્રકાર
We=અમે, આપણે
Went=ગયો
Were=હતાં
What ?=શું ?
What=શું
Whatever=કંઇપણ
When ?=ક્યારે ?
When, *conj.*,=ક્યારે, જ્યારે
Where ?=ક્યાં ?
Where, *conj.*,=જ્યાં
Wherever=ક્યાં પણ
Which ?=કીયું ? શું ?
Which=જે
White=સફેદ
Who ?=કોણ ?
Who=જે
who (lived) જે રહેતી
Whoever=કોઇપણ
Whom ?=કોણને ?
Whom=કોણને
Whose ?=કોણની ?
Whose=કોણની
Why ?=શા માટે ?
Wife=બાયડી, પત્ની
Will=ભવિષ્યકાળ બતાવવા ક્રિયાપદની આગળ વપરાતી નિશાની
(she) will (die)=તેણી મરી જશે.
Window=બારી
With=સાથે, જોડે
Wives=બાયડીઓ, પત્નીઓ

Wizard, *pr.* Wizzud=જાદુગર

Wolf=વરૂ

Woman=સ્ત્રી

Women, *pr.* Wimmin=નારીઓ, સ્ત્રીઓ

Wood=લાકડાં

Work, *v.* & *n.*=કામ કરવું, કામ

Work to do=કામ કરવાનું

Would=મરજી બતાવનાર ક્રિયાપદ Would ( die )=મરી જશે

Write=લખવું

Written=લખેલું

(is) written=લખવામાં આવ્યું છે.

(has) written= લખ્યું છે

Wrote=લખ્યું

Y.

-y, Dust-y, *etc.*, ધુળથી ભરેલું

Year=વરસ

Yes=હા

You=તમે

Young=જુવાન, કુમળી વયનું

Your=તમારો રી–રૂં–રાં



Published by

Chhotalal Maganlal Shah

Gandhi Road, Ahmedabad,

And Printed by

Mulchandbhai Trikamlal Patel,

Suryaprakash Printing Press.

Panakore naka, Ahmedabad.